: પ્રકાશક :

શાન્તિલાલ સોમેશ્વર ઠાકર, M.A.

શ્રી અરવિન્દ મંદિર, નડીઆદ.







પ્રથમ આવૃત્તિ : પ્રત: ૧૦૦૦.

ઑક્ટોબર, ૧૯૨૯. આઠ આના.

હિન્દુ અનાથાશ્રમ પ્રિ. પ્રેસ, નડીઆદ.



## : પ્રથમ પટ્ટક :

### અનુક્રમ.



દ્વિતીય અને તૃતીય પટ્ટક હવે પછી છપાશે.

# પૃથક્કરણ.

૧–૬ અધ્યાય : પ્રથમ ષટ્ક.
જ્ઞાનમાર્ગની વિચારપદ્ધતિ અને યોગાભ્યાસની પ્રાથમિક ક્રિયાઓ : કર્મ અને જ્ઞાનનો સમન્વય.

✣ ✣ ✣

૭–૧૨ અધ્યાય : દ્વિતીય ષટ્ક.
ભગવાનની દિવ્ય પ્રકૃતિનો એટલે કે તેના સ્વરૂપનો તત્ત્વજ્ઞાનની દૃષ્ટિએ નિર્ણય : જ્ઞાન અને ભક્તિનો સમન્વય.

✣ ✣ ✣

૧૨–૧૮ અધ્યાય : તૃતીય ષટ્ક :
પુરુષ અને પ્રકૃતિનો ભેદ: પ્રકૃતિના ત્રણ ગુણોનું કાર્ય અને તેનું વિવરણ: જ્ઞાનસહિત અને ફલની ઈચ્છારહિત થઇને કર્મયોગ કરતાં તેનું પરમ ભક્તિમાં પર્યવસાન : આત્મસમર્પણનું અંતિમ રહસ્ય .

✣ ✣ ✣

**આ** ટૂંકું, સચોટ અને સ્પષ્ટ રીતિથી લખાયલું નાનું પુસ્તક ગીતાના અર્થ ઉપર નવીનજ પ્રકાશ નાખે છે. આ પુસ્તકમાં તત્ત્વજ્ઞાનનું વ્યર્થ ચુંથણું નથી, પણ સ્વયં ગીતાનીજ ગૂઢ મંત્ર શક્તિ છે. તે આપણને સંસારનો સમૂલો ત્યાગ કરવા નથી નિમંત્રતું, વિશુદ્ધ મનની નીતિમય ભૂમિકા ઉપર જીવન ગાળવાને સાદ નથી કરતું; પણ તે તો આપણને આદેશ આપે છે દિવ્ય કર્મોદ્વારા ભાગવત જીવન જીવવાને!

—પ્રકાશક.

# ગીતા-મર્મ.

## 卐 અધ્યાય ૧ લો. 卐

ગીતાભ્યાસ કરવો તે પંડિત બનવા કે વાદવિવાદ કરવા માટે નહિં; તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં તેનું સ્થાન નક્કી કરવા પણ નહિં; તેનું પૃથક્કરણ કરવાની પદ્ધતિ પણ સાચી નથી.

ત્યારે ? — શામાટે ?

આપણા વિકાસમાં તેની જ્ઞાનજ્યોતિ માર્ગ-દર્શક થઇ પડે તેટલા માટે; આપણા મદદગાર તરીકે.

ગીતાનો સંદેશો કેવળ ભૂતકાળ માટે નથી. તેનો સંદેશો સનાતન કાળ માટે છે.

એટલે આપણે તેના મૌલિક તત્ત્વને (એટલે કે બીજને) છૂટું પાડીશું અને તેનો જીવંત સંદેશ ઝીલશું. તેમાંથી માનવજાતિની આધ્યાત્મિક ઉન્નતિનો અને માનવતાની પૂર્ણતાનો માર્ગ જડે તેમ છે.

* * *

આજનું દૃષ્ટિબિન્દુ લઈને ગીતા પ્રત્યે નજર કરવી એ મોટી ભૂલ છે; તેના દિવ્ય સંગીતમાં "નિઃસ્વાર્થપણે ફરજ બજાવવાનો" સુર માત્ર સાંભળવો અને એજ જીવનનો ઉચ્ચતમ નિયમ છે—એજ ઉત્તમોત્તમ આદર્શ છે, એમ માની બેસવું એ એક પ્રચલિત ભૂલ છે.

* * *

ગીતા કેવળ નિષ્કામ કર્મ કરવાનું કહેતી નથી. તે આપણને સાદ કરે છે દિવ્ય જીવન પ્રગટાવવા. તે અનુરોધ કરે છે સર્વ માનવ ધર્મોનો ત્યાગ કરીને કેવળ ભગવાનનું સાચા હૃદયથી શરણ લેવાને.

* * *

ગીતાના આધુનિક વિવેચકો મોટે ભાગે શું કરે છે? ગીતાના પહેલા ચાર અધ્યાયો લઇને તેમનાજ ઉપર ઝોક મૂકે છે. જાણે બાકીના ચૌદ અધ્યાયો તો નકામાજ! અને તેમાંય સમતા, **कर्तव्यं कर्म** (જેનો ખોટો અર્થ "ફરજ" કરવામાં આવે છે) વિગેરે શબ્દો ચૂંટી લઇને પછી **कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।** (કર્મ કરવામાં તારો અધિકાર છે, પરંતુ ફળમાં નહિ.) એ સૂત્રને ગીતાનું "મહાવાક્ય" ગણવામાં આવે છે.

✻ ✻ ✻

આજકાલના લોકનું માનસ એટલે તત્ત્વજ્ઞાનની સૂક્ષ્મતા, અણુતા અને ઝીણવટમાં ઉતરતાં અધીરૂં થઇ ઉઠે એવું, અને મહાન્ કષ્ટસાધ્ય અને લાંબી સાધનાને અંતે સિદ્ધ થાય એવા આધ્યાત્મિક આદર્શોથી ડરતું માનસ. તેને જોઇએ છે "કામ, કામ ને કામ."

તે માગે છે યુદ્ધના મેદાન પર સજ્જ થઇ ઉભેલા ધનંજય પેઠે કર્મવીરને કામ લાગે તેવા નિયમ—એટલે કે ધર્મ.

અર્જુન કોણ ?– જેને જ્ઞાન પ્રાપ્ત થયું નથી પરંતુ તેની પ્રાપ્તિ માટે અધિકારી થયો છે એવો, સત્યને માટે સાચા હૃદયથી તલસતો અને ફાંફાં મારતો માનવ આત્મા તે અર્જુન.

✠ ✠ ✠

અર્જુન કેવો છે ? તત્ત્વવેત્તા હોય તે સત્યને ખાતર સત્યની શોધ કરે. અર્જુન તેવો નથી. વ્યવહારલક્ષી બુદ્ધિવાળો–કર્મ કરવાને ટેવાયલો તે કર્મવીર છે. તે સત્ત્વ, રજ અને તમ–પ્રકૃતિના ગુણોને વશ છે. અત્યાર સુધી તે સમાજના પ્રચલિત નિયમોનો અને શાસ્ત્રના ધર્મોનો દોર્યો દોરાયો છે.

✠ ✠ ✠

પરંતુ તેનાં બધાંયે ધારાધોરણો કુરૂક્ષેત્રને રણે ચઢતાં નકામાં થઇ પડયાં ! અર્જુને કુરૂક્ષેત્રના મેદાનમાં ઉભા રહી શું અનુભવ્યું ?–કે માનવનાં નીતિ અનીતિનાં ધોરણો, તેના સમાજના પ્રચલિત ધારાઓ અને રિવાજો, તેની બુદ્ધિએ નક્કી કરેલા સત્ય અસત્યના નિર્ણયો નકામા છે.

✠ ✠ ✠

અને શ્રીકૃષ્ણ કોણ ?– ગીતાનો બોધ આપનાર જગદ્ગુરુ. પરંતુ એ ગુરુ કેવળ શબ્દબ્રહ્મ રૂપે– જ્ઞાનસ્વરૂપે– પ્રગટ થનાર પરબ્રહ્મ નથી. શ્રીકૃષ્ણ તો છે માનવમાં રહેલ દિવ્ય પરમાત્મા–આખાયે જગત્‌ના રથની ગતિને સારથિ પેઠે દોરનાર પુરૂષોત્તમ. જગત્ તેને લીધે અને તેને માટે જીવે છે. માનવ જીવન તેને માટે આ બધી પ્રચંડ ક્રિયા આદરી રહ્યું છે. જગત્ બધું તેના પ્રત્યે ગતિ કરી રહ્યું છે.

આપણા સર્વે કર્મોનો અને યજ્ઞોનો–સ્વાર્પણોનો અણુછતો સ્વામી–માનવ આત્માનો પરમસખા તે શ્રીકૃષ્ણ.

અને કુરૂક્ષેત્ર ?– કલહ, સંઘટ્ટ, મારામારી, કાપાકાપી વડે ગતિ કરતું વિશ્વજીવન અને માનવ–જીવન તે કુરૂક્ષેત્ર, એ તેનું બાહ્યસ્વરૂપ.

વિરાટ્ સૃજન અને વિરાટ્ વિપ્લવના પ્રલય વડે પોતાના સ્વરૂપને જગત્‌માં વ્યક્ત કરી રહેલ વિરાટ્ આત્માનું કાર્યક્ષેત્ર તે કુરૂક્ષેત્ર, એ તેનું આંતર–સૂક્ષ્મ સ્વરૂપ.

* * *

"જીવન ટકાવવું એટલે અન્ય જીવનનું ભક્ષણ કરવું" આ મહાન્ વિશ્વનિયમ યાદ રાખો.

× × ×

જીવનમાં વિજય કોનો થાય? –પોતાની પરિસ્થિતિ અને પ્રતિસ્પર્ધિઓ સાથે યુદ્ધમાં ટકી શકે તેનો. જગતમાં જીવી કોણ શકે? જે જીવનસંગ્રામ કરી જાણે તે.

શરીર "જીવે છે" એટલે અનેક જંતુઓ અને વ્યાધિઓ સામે ઝઝૂમી રહ્યું છે. માનવ "જીવે છે" એટલે અન્ય જીવોને તે "ભક્ષી રહેલો છે!"

"ઉત્પત્તિ અને સ્થિતિ કેવળ વિનાશ વડેજ ટકી શકે" એ આપણી વિશ્વરચનાનો એક મૌલિક નિયમ છે.

× × ×

તો પછી પ્રકૃતિ અને જીવન સર્વને પ્રેમમય, સૌંદર્યમય અને કલ્યાણમય જોવાનો પ્રયત્ન કરતી ભાવનાશીલતાનું શું?

એ તો પ્રકૃતિનું અને જીવનનું એકપક્ષી દર્શન થયું.

મૃત્યુ–વિનાશ–વિપ્લવ એ ત્રણે તેનુંજ સ્વરૂપ છે. ગીતા તેનો સ્વીકાર કરવાનો આગ્રહ કરે છે.

ગીતા કહે છે, "ભગવાન્‌ને શિવ–કલ્યાણ તરીકે ભલે પૂજો, પણ રૂદ્ર તરીકે તેની પૂજા કરવાની ના પાડો નહિ."

યુદ્ધ કયાં નથી ? આપણી વિશ્વરચનામાં સ્થૂલ જીવન ટકાવવા માટે જીવનસંગ્રામ તો નીમેલોજ છે.

પરંતુ સૂક્ષ્મમાં પણ સંગ્રામ નથી ? વિચારોમાં, આદર્શોમાં, યોજનાઓમાં, તત્ત્વદર્શનોમાં આજે પણ સંગ્રામો નથી ચાલી રહ્યા ?

卐 卐 卐

"કોઇક દિવસ પણ એનો અંત નહિ આવે ?" એવો પ્રશ્ન આજ તો માનવી કરે છે. શો ઉત્તર આપી શકાય? કે, વિશ્વની અત્યારની સ્થિતિ અને માનવની આજની પ્રગતિનો વિચાર કરતાં તો એમજ લાગે છે કે ઉચ્ચમાં ઉચ્ચ આદર્શ તરીકે અહિંસાનો જે સિદ્ધાન્ત આજે આપણી સમક્ષ મૂકાય છે તેનું સાચેસાચું પાલન સંભવિત નથી. તેનું પૂરેપૂરું પાલન અશકય છે.

તેથીજ ભગવાને અર્જુનને યુદ્ધ કરવાની આજ્ઞા કરી.

"કોઇક દિવસ તો અહિંસાનો વિજયધ્વજ ફરકશે" એવી આશાથી તેનું આચરણ કરીએ તો એક મહાન્ આદર્શ પ્રત્યે આપણે એક ડગલું ભર્યું ગણાય! ખરૂં છે, વ્યક્તિને માટે તે ઇષ્ટ પણ હોઇ શકે.

પરંતુ અહિંસા વડે આધ્યાત્મિક શક્તિ જાગૃત થાય છે એ તો સુવિદિત છે. અને જાગૃત થયેલી એ શક્તિ જ્યારે પૂરતી બળવાન થાય છે ત્યારે તે પણ વિનાશ કરેછે! આ વાત કેટલા લોકો જાણે છે?

તલ્વાર અને બંદુકના કરતાં પણ એ આધ્યાત્મિક શક્તિ કેવલ વધારે વિનાશકારી છે તેનો ખ્યાલ તો જેમણે આંખો ઉઘાડી રાખીને એ બળનો પ્રયોગ કરેલો છે તેઓજ જાણી શકે.

* * *

પ્રશ્ન થશે—એવો વિનાશ શા માટે? ઉત્તર એ છે કે કેટલીક અનિષ્ટ વસ્તુઓ એવી છે કે જેમનો કેવલ સૂક્ષ્મમાં વિનાશ કરવાથી તે અટકતી નથી. અનિષ્ટને આશ્રયે જગત્‌માં જીવી રહેલાનો જ્યાં સુધી

વિનાશ કરવામાં આવે નહિ ત્યાં સુધી જગત્‌માંથી તે અનિષ્ટ જવાની શકયતા નથી. અવતારો સંહાર કરતા તે એટલાજ માટે.

ૠ ૠ ૠ

કહેશે કે, આપણે પોતે "અહિંસા" પાળીએ એટલે થયું! હા, ઠીકછે! વિકાસની કેટલીક ભૂમિકામાં તે ઘણીજ ઉપયોગી વસ્તુ છે! માનવની ઉન્નતિમાં તે મહાન્ ફાળો આપી શકે છે–કદાચ તેને ઉચ્ચમાં ઉચ્ચ ભૂમિકા પ્રત્યે પણ લઇ જાય. પણ તેથી કંઇ વિશ્વરચનામાં જામી રહેલ સંગ્રામને ઓછો બાધ આવવાનો હતો?

ૠ ૠ ૠ

કોઇ કહેશે — "જીવનમાં સહકાર્ય અને સહાય, પ્રેમ અને સ્વાર્પણ નથી શું?" છે.

પરંતુ સહકાર્યની સહાય વડે જગત્‌માં કેવા મોટા ખૂનખાર જંગો થયા છે તે કેમ ભૂલી શકાય?

પ્રેમ આનંદ આપનાર તત્વ છે એ ખરૂં–પરંતુ પ્રેમની કેટલીયે કથાનો કરૂણાન્ત આપણાથી કયાં અજાણ્યો છે? અને સ્વાર્પણ? સ્વાર્પણ એટલે

તો મૃત્યુ વડે જીવન પ્રાપ્ત કરવાનો પ્રયત્ન! અર્થાત્,
જીવન સંગ્રામનીજ એ તો સાબિતી કહેવાય.

✽ ✽ ✽

જીવન ભલેને ક્રૂરતા ભરેલું હોય ! આપણે તો જેવું તે હોય તેવું તેને જોતાં શીખવું જોઇએ.

અને જીવન પ્રત્યે જોવું એટલેજ પ્રભુ પ્રત્યે જોવું–કારણ કે એ બે ભિન્ન નથી. વિશ્વના મૌલિક નિયમોની જવાબદારી ભગવાનના ઉપર છે એ યાદ રાખવું જરૂરનું છે.

✽ ✽ ✽

પણ વાંચનાર! ભૂલ ન કરતો કે "સંગ્રામ" એ એકજ તત્ત્વ જગતનું ઉત્તમોત્તમ તત્ત્વ છે ! અને તેમાંજ જીવનની ઇતિશ્રી આવી જાય છે એમ માનવાની ભૂલ પણ ન કરતો !

✽ ✽ ✽

ખરી વાત એ છે કે આપણે સહુએ કુરૂક્ષેત્રનો–સંસારસંગ્રામનો સ્વીકાર કર્યેજ છૂટકો છે. અમર-જીવન પ્રાપ્ત થાય તે પહેલાં મરણને ભેટીને જીવન પ્રાપ્ત કરવાનો નિયમ આપણે પાળવાનો છે.

કાળ અને મરણનો સ્વામી ભગવાન્ આપણા વિશ્વમાં કાર્ય કરી રહ્યો છે તે આપણે અર્જુનની પેઠે જાણવું જોઇએ.

ટૂંકામાં, વિશ્વના સંહારક પ્રભુનો ઇન્કાર ન કરો; તેનાથી ઘૃણા ન પામો; તેના પ્રત્યે પીઠ ના ફેરવો.

* * *

ભગવાન્ કેવલ સંહારક–કાલસ્વરૂપજ નથી. તે પ્રાણિમાત્રનો પરમસખા છે.

કુરૂક્ષેત્રનો સ્વામી તેજ અર્જુનનો પરમસખા-માનવ આત્માનો દિવ્ય સખા પુરૂષોત્તમ પોતે—તેજ જગત્‌ના રથનો સારથિ છે !



卐

## અધ્યાય ૨ જો.

ત્યારે અર્જુનને કુરૂક્ષેત્રમાં સગાંઓને મારતા પહેલાં જે અનુકમ્પા થઇ તે ઉચ્ચ ગુણ નથી? ઉચ્ચ છે–પરંતુ તે દિવ્ય નથી. માનવમાં એ દૈવી કરૂણા–ભગવાનની કૃપા વડે અવતરણ કરે પણ ખરી. પરંતુ અર્જુનની પ્રકૃતિમાં તે નથી; એનો સ્વભાવ તેને માટે હજી તૈયાર પણ નથી. છતાં તે એવો ભાવ ધારણ કરે એનું નામ ખોટો દેખાવ–પરધર્મનું ગ્રહણ–મિથ્યાચાર.

卐 卐 卐

કેવો વિરોધાભાસ ભર્યો ક્ષાત્રધર્મ છે?–ઘાસનાં તણખલાંને નુકસાન ન કરે એવો–છતાં જુલમ કરનાર સર્વ બળવાન્ વ્યક્તિઓ અને શક્તિઓ સામે થવાની, નિર્બળનું–અસહાયનું રક્ષણ કરવાની ફરજ પાડનારો!

卐 卐 卐

ભગવાન્‌ની દિવ્ય શક્તિ પણ જ્યારે જ્યારે દુષ્ટોનો વિનાશ કરે છે ત્યારે ત્યારે કેવી રીતે ?– વિના ક્રોધ કે વિના ઇર્ષ્યા ! કોઈવાર તો અતુલ કરૂણા અને વિશ્વકલ્યાણની ભાવના સાથે રાક્ષસોનો સંહાર થએલો પ્રાચીન પુસ્તકોમાં વર્ણવ્યો છે.

દુઃખ દેનાર ક્રૂર અસુર અને રાક્ષસ તથા પીડિત – નિરાધાર – જનસમૂહ બન્ને પ્રત્યે ભગવાન્ કરૂણાદૃષ્ટિ રાખીનેજ વર્તે છે–સંહાર પણ કરે છે.

✠ ✠ ✠

ત્યારે ક્ષત્રિય કોણ ? યોદ્ધો કોણ ? –

વિશ્વમાં ચાલી રહેલ સંગ્રામના આંતર અને બાહ્ય બન્ને સ્વરૂપનો સ્વીકાર કરે તે ક્ષત્રિય.

આર્યયોદ્ધાનો મુદ્રાલેખ શો ?—

"ભગવાનને ઓળખ; તારા આત્માને પિછાન; માનવજાતિને સહાય કર; સત્યનું–ધર્મનું–રક્ષણ કર; જીવનસંગ્રામમાં જે કર્તવ્ય કર્મ તારે કરવાનું હોય તે નિર્ભયપણે–નિર્બળતા વિના અને લેશમાત્ર ડગ્યા વિના કર્યો જા.

આર્યયોદ્ધા! તું તો સનાતન અમર આત્મસ્વરૂપ છે! જીવનમાં અમરતા સાધવા માટે તારો આત્મા પૃથ્વી ઉપર પ્રગટ થયો છે! જીવન અને મરણ એ તો રમત છે! દુઃખ, શોક વિગેરે નાચીઝ છે, તેમને તો જીતવાનાં છે.

માનવજાતિ તને આવ્હાન કરી રહી છે–તે તારી સહાય માટે સાદ કરી રહી છે. તેને સહાય કર. યુદ્ધ કર! વિનાશ કરવાથી માનવની પ્રગતિ થતી હોય તો બેલાશક વિનાશ કર! પરંતુ જેનો વિનાશ કરે તેઓ પ્રત્યે તિરસ્કારની, ક્રોધની કે વૈરની ભાવના રાખ નહિ. જે જાય તેનો શોક કરીશ નહિ.

સર્વમાં એક આત્મા છે તેનો સાક્ષાત્કાર કર!–શરીર તેનું પાત્ર છે–તેનો આધાર માત્ર છે–તેનું કાચલું છે! તારો ધર્મ બજાવ્યે જા–શાંત રહીને, સમર્થ રીતે અને સમતાપૂર્વક. યુદ્ધ કર–તેમ કરતાં મરણ આવે તો વીરમૃત્યુની ભેટ કર–વિજય મળે તો ધર્મરાજ્ય સ્થાપન કરી સામ્રાજ્ય ભોગવ."

※ ※ ※

મહાભારતનું યુદ્ધ કેવા પ્રકારનું હતું?—

પ્રથમ તો આજના જેવું તે ન હતું. તે યુદ્ધ ધર્મયુદ્ધ હતું. બન્ને બાજુએ ક્ષત્રિયવટ હતી.

મહાભારતનું યુદ્ધ જીવનના અનિવાર્ય સંગ્રામનું સ્વરૂપ છે–પરંતુ તે પણ ક્ષત્રિય ધર્મના અનેક નિયમોથી બદ્ધ થયલું. કારણ કે, તેનો હેતુ હિંસકવૃત્તિ પોષવાનો ન હતો. તે વડે પણ આર્ય યોદ્ધો પોતાનો આધ્યાત્મિક વિકાસ સાધતો.

* * *

યુદ્ધથી વિનાશ તો થતો–પણ તે ક્ષાત્રધર્મના નિયમો વડે મર્યાદિત રહીને; પરંતુ તેની સહાય વડે આંતરજીવનનો વિકાસ કરી શકાતો. એટલે કે એવાં યુદ્ધોથી કેટલાક માનવનાં આધ્યાત્મિક જીવનો ઘડાતાં અને સમગ્ર જાતિ ઉદાત્ત અને ગૌરવવાન્ બનતી.

* * *

યુદ્ધવડે હંમેશાં પાશવતાજ પૂજાતી આવી છે એ વિચાર સર્વાંશે સાચો નથી. જુઓ, પશ્ચિમના નાઇટોની શીવલરી ( chivalry ) નો–જાપાનમાં સામુરાઇનો ( આદર્શ યોદ્ધાનો ) વિકાસ અને હિંદમાં ક્ષાત્રધર્મનો ઉન્નતિમાર્ગ.

* * *

માનવજાતિ યુદ્ધો કરે છે તે શું છે? જીવન સમસ્તમાં ચાલી રહેલ અવિરત સંગ્રામનું જ તે સ્થૂલ સ્વરૂપ છે. માનવજાતિના આંતર અને બાહ્ય જીવનમાં પ્રગટેલા જીવનસંગ્રામનું તે ઉત્કટ સ્વરૂપ છે.

જગત્‌ની ગતિ–પ્રણાલિ એટલે શક્તિઓ-બળો વિગેરેનું એકત્ર મળવું; પરસ્પર દ્વંદ્વયુદ્ધ;–પરસ્પર વિનાશ સાધી વારેવારે બદલાતી સમતોલ-પણાની સ્થિતિ જાળવ્યા કરવી તે.

* * *

માનવ પ્રકૃતિમાં રહેલ સંગ્રામસામર્થ્યનું મૂર્ત સ્વરૂપ તે ક્ષત્રિય. તે લઢે અને લઢાઇ વડે કોઇ ઉચ્ચ ધર્મ–કોઇ મહાન્ આદર્શ સ્થાપન કરવા મથે.

* * *

કર્મથી માનવ બંધાય છે તેનું કારણ:– અજ્ઞાન વડે પ્રેરાઇને તે કર્મ કરે છે તે છે; તેની બુદ્ધિ અયથાર્થ રીતે કર્મ કરવામાં પ્રવૃત્ત થાય છે તે છે.

માનવ બુદ્ધિયુક્ત થઇ વર્તતો નથી તેથીજ આશા, ભય, ક્રોધ અને શોકને તે વશ થાય છે, ક્ષણિક સુખના પ્રલોભનમાં સપડાય છે.

* * *

બુદ્ધિયોગ કરવા માટે બુદ્ધિ જોઇએ તે કઇ?

"નિર્ણય કરનારી–વિવેક કરનારી મનની શકિત તે બુદ્ધિ" એવો ગીતાનો અર્થ છે.

એટલે કે મનની એકાગ્ર થયલી શક્તિઃ જેના વડે માનવ નિર્ણયો કરે છે તે;–અને એકવાર નિર્ણય કરીને તે નિર્ણયનો અમલ કરવા સતત આગ્રહ કરે છે તે શકિતને "બુદ્ધિ" કહી શકાય.

એ પ્રકારની બુદ્ધિ ગીતામાં કહી છે. ૧. વ્યવસાયાત્મિકા. અને ૨. બહુશાખાવાળી. ઉપર જણાવેલી શકિતવાળી બુદ્ધિ તે વ્યવસાયાત્મિકા અને –બહુશાખાવાળી બુદ્ધિ – એટલે વિધવિધ વિચારોના તરંગોમાં ખેંચાઈ વિભક્ત થઇ જતી બુદ્ધિ; ઇન્દ્રિયોના સંસ્કારો–માનવસ્પર્શો–નો ભોગ લેવામાં વહેંચાઇ જતી બુદ્ધિ–એ તેનો બીજો પ્રકાર.

પરંતુ તેનો બીજો પ્રકાર વધારે પ્રચલિત હોય છે–અનેક ઇચ્છાઓમાં માનવના મનનું વહેંચાઇ જવું– એટલે કે તપઃશકિતનું છિન્નભિન્ન થઇ જવું એ "બહુશાખા" વાળી બુદ્ધિનું ખાસ લક્ષણ છે.

તપઃશક્તિ ( will ) અને જ્ઞાનપ્રાપ્તિ એ બે બુદ્ધિના ધર્મો છે.

ꕤ ꕤ ꕤ

"આપણે" એટલે કોણ? "હું" એટલે કઇ ચીજ? – પુરૂષ તરીકે તટસ્થ ચૈતન્યનો પ્રકૃતિ સાથે સંબંધ થાય ત્યારે "હું" એવી સ્વાનુભૂતિ જન્મે છે, તથા "પદાર્થ" યાને "જગત" એવું વિષયત્વ જન્મે છે.

ꕤ ꕤ ꕤ

આપણા આત્માનાં કરણો કોણ પૂરાં પાડે છે? —પ્રકૃતિ! સૌથી ઉંચું પ્રકૃતિનું હથિયાર માનવમાં કયું? —બુદ્ધિ!

બુદ્ધિને લીધે જન્મે છે "હું" એવી વ્યક્તિત્વની અનુભૂતિ અને પદાર્થોને જૂદા પાડવાની વિવેકશક્તિ.

ꕤ ꕤ ꕤ

**મનસ્** કોને કહેવાય? બુદ્ધિને સહાય કરનાર, તેનાથી ગૌણશક્તિને – જે પદાર્થોને બુદ્ધિ જૂદા પાડે છે તેને "મન" પકડે છે; અને "મન"થી નીચે આવતાં છૂટી છૂટી પાંચ જ્ઞાનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિય આવે છે.

આ પ્રમાણે ૧. બુદ્ધિ, ૨. મન, ૩. જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો – એ ત્રણ કરણો પ્રથમ થયાં.

☸ ☸ ☸

ત્યારપછી પ્રત્યેક ઇન્દ્રિયના વિષયો – શબ્દ સ્પર્શ, રૂપ, રસ અને ગંધ;— પ્રત્યેક પદાર્થનો માનવના મનમાં ખ્યાલ બંધાય તે પૂર્વે તેના ગુણો ઇન્દ્રિયોદ્વારા મનમાં પહોંચે છે અને "મન" પોતાને મળેલો સંસ્કાર બુદ્ધિને નિર્ણય કરવા માટે સોંપે છે.

છેવટ – પાંચ તત્ત્વો (પદાર્થો) – ૧. આકાશ, ૨. વાયુ, ૩. તેજ, ૪. અપ અને ૫. પૃથ્વી – ઉપર જણાવેલા ગુણોના એ આશ્રયો છે. સકલ સૃષ્ટિના પદાર્થ-સ્વરૂપોનો સ્થૂલ પાયો તેઓ પૂરો પાડે છે.

આ બધી જે કરણોની સામગ્રી ઉપર– "બુદ્ધિ" થી શરૂ કરીને પંચતત્ત્વ લગીની – જણાવી તે બધાની મળીને "પ્રકૃતિ" થાય છે.

☸ ☸ ☸

જ્યારે વિશુદ્ધ પુરૂષચૈતન્યમાં ઉપર જણાવેલાં પ્રકૃતિનાં કરણો અને સામગ્રી પ્રતિબિંબિત થાય છે ત્યારે પ્રથમ તો **"અજ્ઞાનભરી"** સ્વાનુભૂતિ માનવમાં જાગૃત થાય.

અજ્ઞાનભરી કેમ ? –કારણકે તે સ્વયંભૂ જ્ઞાનવાળી નથી હોતી – પરંતુ બહારના પદાર્થોના ઇન્દ્રિયો ઉપર પડતા સંસ્કારો ઉપર તથા પરિણામે મન અને બુદ્ધિના વ્યાપાર ઉપર તેના જ્ઞાનનો આધાર હોય છે તેથી.

* * *

એટલે પ્રકૃતિમાં કાર્ય કરી રહેલ નિર્ણયાત્મક જ્ઞાનશક્તિ માનવમાં "બુદ્ધિ" નું સ્વરૂપ ધારણ કરે છે; મન ઇન્દ્રિયોના સંસ્કારોમાં લુબ્ધ થઇ કામનાઓને વશ થઇ તેમની પાછળ દોડે છે; પરિણામે તે તપઃશક્તિનું વિકારી સ્વરૂપ થઇ રહે છે – કારણકે – ઇન્દ્રિયોના ઉપભોગ, લાગણીઓ, ઇચ્છાઓ, વાસનાઓ, તીવ્ર આવેગો – વિગેરે પાછળ તે ભટકવા માંડે છે —

વિશુદ્ધ તપઃશક્તિ તે પ્રમાણે કદી કરતી નથી.

* * *

ત્યારે બુદ્ધિયોગની "સમાધિ" કોને કહેવાય?

– પોતાનાજ સ્વરૂપમાં અને પોતાના સ્વયંજ્ઞાનમાં – શાંત, કામનારહિત – શોકરહિત, સમત્વવાળી બુદ્ધિનું સ્થિર સ્થાપન થવું તેનું નામ બુદ્ધિની સમાધિ.



* * *

સંન્યાસ તો અનિવાર્ય જરૂરીયાત છે. પરંતુ સાચો સંન્યાસ કયો ? – અંતરથી કામનાઓનો અને "અહંતા" નો ત્યાગ.

તે વિના કર્મોનો બાહ્યત્યાગ કરવો એ તો અવાસ્તવિક – નિષ્ફળ પ્રયત્ન છે.

* * *

જ્ઞાન પણ પ્રાપ્ત કરવું જોઇએ; કારણકે મુકિત મેળવવા માટે તેનાથી ઉચ્ચ શકિત જગતમાં નથી. પરંતુ જ્ઞાનયુકત થઇને કર્મનું આચરણ પણ તેટલુંજ આવશ્યક છે.

જ્ઞાન અને કર્મનો સમન્વય થાય તો – કેવળ નિષ્ક્રિય શાંતિમાંજ નહિ પરંતુ કર્મો કરતાં કરતાં પણ આત્મા "બ્રાહ્મી સ્થિતિ" માં રહી શકે.

પરંતુ ભકિત સૌથી વધારે અગત્યની છે અને ભકિતયુકત કર્મો તેટલાંજ આવશ્યક છે !

જ્ઞાન, ભકિત અને કર્મનો સમન્વય કરી શકાય તો – સનાતન પરમ શાંતિનો તથા વિરાટ્ વિશ્વની સર્વે પ્રચંડ ક્રિયાઓનો પ્રભુ – પુરૂષોત્તમસ્વરૂપ પોતે માનવને પ્રાપ્ત થાય !

* * *

એક વાત ખૂબ યાદ રાખો. "શબ્દમાં પ્રગટ થયેલ તેના સ્વરૂપ કરતાં સત્ય અનંતગણું મહાન છે."

જગતનાં સર્વ શાસ્ત્રો – સર્વ દર્શનો – અને સર્વ શબ્દસ્વરૂપો ભેગાં કરો તોપણ નહિ કહી શકાય કે "સત્ય તેમના જેટલું છે અને વધારે નથી."

અને તમારી બુદ્ધિને કોઇ સત્ય તેમાં ન દેખાય તેથી તે સત્ય હોઇ શકેજ નહિ એવું માનવાની ભૂલ કદી કરતા નહિ. ગીતા કહે છે — "**शब्दब्रह्मातिवर्तते**" – "શબ્દબ્રહ્મથી પર થાય છે"

ત્યારે સત્ય પારખવું કેવી રીતે? તમારા હૃદયના દ્વાર આગળ કાન માંડો – ત્યાં આગળ જ્ઞાનની જ્યોતિમાં જે તમને દેખાય તેના ઉપર શ્રદ્ધા રાખો. આગળના માનવીઓએ તે સત્ય પ્રાપ્ત કરેલું હોય કે ન હોય તેની પરવા કરો નહિ.

માનવહૃદયમાં સનાતન વેદ – જ્ઞાનનો સનાતન દીપક પ્રગટેલોજ છે – તેની જ્યોતિનું દર્શન કરો.

માનવહૃદયમાં અનંતકાળથી શ્રીકૃષ્ણની બંસીનો

દિવ્ય સૂર તેને આહ્વાન કરીજ રહેલો છે – તેના દિવ્ય નાદને શ્રવણ કરો – તેને અનુસરો.

* * *

ગીતામાં "કર્મ" નો અર્થ ઘણો વ્યાપક છે. "કર્મયોગ" એટલે સઘળાં બહારનાં અને અંતરનાં કાર્યો– ભકિતપૂર્વક, નિષ્કામભાવે – યજ્ઞરૂપે– ભગવાનને ચરણે સમર્પણ કરવાં તે. ભગવાનને સર્વ કર્મોના – અને સર્વ યજ્ઞોના સ્વામી તરીકે સ્વીકારવા એ કર્મયોગની શરૂઆત છે. "આપણી સર્વ આંતર અને બાહ્ય શકિતઓનો સાચો માલિક ભગવાન છે" એ ભાવના ઉપર કર્મયોગનો આરંભ થાય છે. સઘળું તપ ભગવાનનેજ સમર્પણ કરવાનું હોય.

* * *

સાંખ્યમતમાં **પદાર્થ** અને **શક્તિ**– Matter and Energy – ને જૂદાં ગણવામાં નથી આવતાં – પંચતત્ત્વો તે દ્રવ્યની સૂક્ષ્મ દશા સૂચવે છે. – આકાશ, વાયુ, તેજ, અપ, અને પૃથ્વી એ પાંચે સૂક્ષ્મ તત્ત્વો છે – ( સ્થૂલ પદાર્થોનાં ) – અને તેમનામાં દ્રવ્ય અને શકિત બન્ને એક હોય છે.

ભૌતિક જગતમાં આકાશ, વાયુ, તેજ વિગેરેમાંનું એક પણ તત્ત્વ વિશુદ્ધ સ્વરૂપમાં મળવું અશક્ય છે. ટૂંકામાં, શક્તિનાં સૂક્ષ્મ સ્વરૂપનાં એ પાંચ નામો છે.

આગળ જણાવેલા—પાંચ ધર્મો—ગુણો—માંનો એકે એક આ પાંચ તત્ત્વોના ઉપર આધાર રાખે છે.

અને માનવનું મન એ "ગુણ" વડે ઇન્દ્રિયદ્વારા પદાર્થને ગ્રહણ કરી બાહ્ય જગતને જાણી શકે છે.

આ આપણી સામાન્ય જ્ઞાન મેળવવાની પદ્ધતિ થઇ.

* * *

સ્વાનુભૂતિ – "હું" છું એવી અનુભૂતિ – થવા માટે બધાં મળી તેર તત્ત્વો જરૂરનાં છે.

૧. બુદ્ધિ યાને મહત્.
૧. અહંકાર.
૧. મનસ્ – ઇન્દ્રિયોના સંસ્કારોનો સ્વીકાર કરનારી શક્તિ.
૧૦. પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયોનો બનેલો પિંડ.

૧૩ — આ તેર પ્રકૃતિનાં મૌલિક તત્ત્વો.



* * *

પુરૂષના પ્રકાર ત્રણ – ૧ ક્ષર – ૨ અક્ષર – ૩ ઉત્તમ.

૧. પ્રકૃતિના વિધવિધ સ્વરૂપોમાં વિકાર પામી રહેલ, એક પછી એક એમ અનેક સ્વરૂપોમાં રૂપાંતર પામ્યા કરતું પુરૂષનું સ્વરૂપ તે ક્ષર : અનંત વ્યક્તિત્વ ધારણ કરવાની ભગવાનની શકિતનું તે સ્વરૂપ છે.

૨. સર્વ પ્રકારના વિકારોથી નિર્લેપ, પ્રકૃતિની ક્રિયાઓથી તટસ્થ, શાંત અને નિષ્ક્રિય રહેનાર ચૈતન્ય તે અક્ષર.

અનંત સ્વરૂપોમાં વ્યાપી રહેલ ભગવાનની એકતાનું તે સ્વરૂપ છે. પ્રકૃતિની ક્રિયામાત્રનો તે "સાક્ષી" છે.

૩. ઉત્તમ પુરૂષ એટલે ભગવાન સ્વયં–તેજ પરબ્રહ્મ – તેજ પુરૂષોત્તમ. ક્ષરની આસક્તિથી યે પર અને અક્ષરના સાક્ષીત્વની નિષ્ક્રિયતાથી યે પર!



卐

## અધ્યાય ૩ જો.

તત્વજ્ઞાનના બીજા ગ્રંથો કરતાં ગીતા કઇ બાબતમાં ખાસ જૂદી પડે છે ? —

૧. વિરાટ્ વિશ્વમાં ચાલી રહેલ અનંત ક્રિયા-શકિતનો સ્વીકાર કરવામાં.

૨. સનાતન સક્રિય વિરાટ્ શક્તિ – વિશ્વમાં કાર્ય કરી રહેલ શકિતની મહત્તા સ્વીકારવામાં ગીતા હિંદના ધર્મગ્રંથોમાં અનોખી છે.

પાછળથી તાંત્રિકોએ **મહાશક્તિને** પુરૂષથી પણ વધારે દિવ્યતાવાળી ગણવા માંડી; અને **મહા-શક્તિની** આરાધનાને તેમણે અગ્રસ્થાન આપ્યું તેમાં પણ એજ સત્યનો ઉલ્લેખ થયો છે.

卐 卐 卐

વેદાંતના મત ઉપર જે જે યોગસાધનાના માર્ગો રચાયલા છે તેમનામાં નિષ્ક્રિયતા અને જીવનનો

ત્યાગ એ તત્ત્વો આગળ પડતાં હોય છે. – તે માર્ગો શાંતિ અને તટસ્થતા ઉપર જોઇએ તે કરતાંયે વધારે ભાર મૂકે છે.

પરંતુ ગીતાના સાધનમાર્ગમાં ભગવાનની ભક્તિનું તત્ત્વ છે તથા કર્મ કરવાનો અને જીવનના સ્વીકારનો આગ્રહ છે. એટલે તેમાં વેદાંતમાર્ગની અતિશયતાઓ પ્રવેશ કરવા પામી નથી.

* * *

"કર્મ" એટલે શું? ગીતા "કર્મ" નો શો અર્થ કરે છે? – સ્થૂલ-કેવળ શારીરિક-ક્રિયાઓજ માત્ર નહિ–આપણી સર્વ સૂક્ષ્મ–માનસિક ક્રિયાઓ– અરે! ઇચ્છાઓ, કામનાઓ, લાગણીઓ, સંકલ્પો, વિચારો વગેરેથી ભરેલું આપણું સમગ્ર આંતર જીવન – પણ "કર્મ" છે.

આપણું આંતર જીવન તો અટપટી ક્રિયાઓનું ગૂંછળું છે. જીવનમાં કાર્ય કરી રહેલી ચંચલ શકિતનું એ સૂક્ષ્મ– આંતર –સ્વરૂપ સ્થૂલ "કર્મ" કરતાં તો ઘણું મહાન અને તેનાથી સેંકડોગણું ઉપયોગી છે.

સ્થૂલ "કર્મો" એ સૂક્ષ્મ – આંતર – ક્રિયાઓ ઉપર આધાર રાખે છેઃ— તે તેમના પરિણામરૂપજ હોય છે. સૂક્ષ્મ "કર્મો" સ્થૂલનાં કારણરૂપ છે.

* * *

પરિણામરૂપ સ્થૂલ કર્મનો નિરોધ કરીએ અને કારણરૂપ સૂક્ષ્મ-માનસિક "કર્મો"ની ગતિ ચાલુજ રાખીએ તો ?–તો આપણને શો લાભ? ખરૂં મૂળ તો જીવતું હોય છે !– શું એને "સંયમ" કહી શકાય ? ગીતા કહે છે– "કદી નહિ–એનું નામ તો "મિથ્યાચાર" – સંયમનો ખોટો દેખાવ માત્ર."

* * *

ઇન્દ્રિયોના સ્પર્શોમાં – ઉપભોગોમાં – માનવ બંધાય છે એ તો જોઇ શકાય તેવું બંધન થયું ! પરંતુ તે બંધન વાસ્તવિક રીતે કયાં છે ? – "મનમાં" – અંતઃકરણ એ વિષયોની આગ્રહભરી માગણી ચાલુ રાખે છે તેમાં !

* * *

વાત એમ છે કે સ્થૂલ કે સૂક્ષ્મ કર્મ **પોતે** બંધનરૂપ નથી હોતાં, કે બંધનનાં કારણ પણ નથી હોતાં –

ત્યારે બંધન કેવીરીતે આવે છે? – કામનાઓને વશ થઇ કર્મ કરવાથી; અને આસક્તિને પરિણામે.

તો પછી કેવળ નિષ્ક્રિયતા ધારણ કરવી! ગીતા કહે છે "એ તો ભૂલ થાય: એ પ્રમાણે કરવું એ તો આત્મવંચના છે – અશકય છે."

કર્મ કરવાં – પૂર્ણ અને સમર્થ – પરંતુ કામનાને વશ થઇને-ઇચ્છા વડે પ્રેરાઇને નહિ. નિષ્કામ – અનાસક્ત કર્મ–એ પૂર્ણતાનું પહેલું પગથીયું છે.

* * *

કેટલાક માને છે કે જ્ઞાનયોગ કરવા માટે તો કર્મનો સમૂલો ત્યાગ આવશ્યક છે! એ પણ એક પ્રચલિત ભૂલ છે. જ્ઞાનનો વ્યવહારૂ પ્રયોગ કરવાથી માનવ મેળવે છે – ૧ સમતા, ૨ અનાસક્તિ – મનની અને ઇન્દ્રિયોના વિષયોની.

જ્ઞાન એટલે બુદ્ધિ પોતાના આત્મસ્વરૂપમાં સ્થિર થાય તે સમત્વયુક્ત અવસ્થા. એ સમત્વની સ્થિતિ પ્રકૃતિનાં કરણોની અપૂર્ણતાઓથી, તેમના પરસ્પર સંઘટ્ટોથી સ્વતંત્ર, ઊર્ધ્વસ્થિત, અને અસ્પૃશ્ય હોય છે.

એ બુદ્ધિયોગ વડે કર્મયોગ કરવામાં આવે તોજ તેની સંસિદ્ધિ થાય: મુક્ત – અનાસક્ત બુદ્ધિનો યોગ નિષ્કામ કર્મના યોગમાંજ તેની સાર્થકતા પ્રાપ્ત કરી શકે.

* * *

પરંતુ, અહીંજ મોટી ગૂંચ આવીને ઉભી રહે છે. પ્રશ્ન એ થવાનો સંભવ છે કે કેવળ કામના-રહિત – (સાચેસાચું "નિષ્કામ" કહી શકાય) એવું કર્મ – સંભવિત છે ખરૂં ?

આપણે "નિઃસ્વાર્થ" કર્મો કરીએ પરંતુ તે કાંઇ "નિષ્કામ" નથી હોતાં! નિઃસ્વાર્થ–પરોપ-કારનાં–સેવાનાં એવાં સર્વે કર્મોમાં આપણે ખરૂં જોતાં શું કરીએ છીએ? આપણી સંકુચિત અહંતાભરેલી સ્વાર્થવૃત્તિને દૂર કરી તેને ઠેકાણે બીજી વિશાળ ઇચ્છાને કે કામનાને આપણે સ્થાપન કરીએ છીએ –(દેશનું કે માનવ જાતિનું ભલું કરવાની ઇચ્છાને.)

પરંતુ એ કામનાઓ "આપણી અંગત નથી હોતી" એ તદ્દન સાચું નથી–સદ્‌ગુણ, નીતિ, દેશ કે માનવજાતિને ખાતર કરવામાં આવતાં કર્મો એ પ્રકારમાં આવે છે.



* * *

પરંતુ, જ્યાંસુધી આપણામાં અહં-બુદ્ધિનું રાજ્ય ચાલે છે ત્યાંસુધી આપણે "યજ્ઞ"ને ખાતર-સમર્પણ તરીકે – કર્મો કરી શકતાજ નથી, ત્યાંસુધી તો આપણે અહંતાને ખાતર (પછી ભલે તે ગમે તેટલી વિશાળ હોય!) અને તેને સંતોષવા માટે કર્મ કરીએ છીએ – "યજ્ઞ" રૂપે નહિ.

એટલે કે માનવના બંધનની એક ગાંઠ "અહંતા" છે. તેને છોડવાથી આપણે ભગવાન પ્રત્યે ગતિ કરી શકીએ છીએ.

✱ ✱ ✱

"**कर्मण्येवाधिकारस्ते**" વગેરે શ્લોકનો અર્થ કરતાં ઉપયોગિતા અને વ્યવહારને સર્વોપરી ગણનાર આજકાલના માનસવાળા લોકો તેનો જે અર્થ કરે છે તેવો કરવો એ મોટી ભૂલ છે.

આજના માનવનું માનસ – અધીરૂં, કાંઇ ને કાંઇ હાલ તુરત કરવા માટે પછાડા મારતું, જીવનમાં આધ્યાત્મિક ઉન્નતિ સાધવા માટે જરૂરનો જે મહાન પરિશ્રમ તેનાથી કંટાળતું, ચિંતનના સમુદ્રમાં કેવળ સપાટીએ તરતું – માનસ છે.

એટલે ગીતાના આ શ્લોકમાં એ શું જુએ છે ? – સમાજસેવા, દેશભક્તિ, માનવજાતિની સેવા, વિશ્વબંધુત્વ વગેરે જૂદા જૂદા આદર્શો જે આજકાલના માનવને આકર્ષે છે તે સર્વેને સ્વીકારીને ગીતા ધાર્મિક અને તાત્ત્વિક મંજૂરી આપે છે એવું તેમને લાગે છે.

" દેશભક્તિ–સમાજસેવા " વગેરે આદર્શો અન્ય માનવો જોડે પોતાની એકતા પ્રાપ્ત કરવા માટે ઘણુંજ ઉપયોગી સાધનો છે એ વાત સાચી. પરંતુ માનવ જે રીતે હમણાં તેમનો અમલ કરે છે તે રીતે તે પૂર્ણ નથી–અને હાલની માનવની ભૂમિકામાં તેઓનો પૂર્ણ અમલ શકય પણ નથી.

એટલે **कर्मण्येवाधिकारस्ते** – એ સૂત્રમાં પરોપકારનો વિશાળ આદર્શ ગીતા પોકારે છે એ માન્યતા ( પ્રચલિત છતાં ) – સાચી નથી.

ગીતા અહીં ઉચ્ચારે છે " ભગવાન સાથે એકતા કરવાનો આધ્યાત્મિક નિયમ. " – ગીતા કહે છે કે – " ભગવાન સાથે એકતા કરો, કારણ કે

તેનામાં સર્વે પ્રાણીઓ જીવન ધારણ કરે છે અને તે સર્વમાં વ્યાપી રહ્યો છે."

✠ ✠ ✠

આપણું સામાજીક બંધારણ એવું છે કે તેમાં વ્યક્તિ ગૌણ અને સમાજનું હિત પ્રધાન મનાય છે; પરંતુ આધ્યાત્મિક જીવનમાં અને ધર્મમાં આપણા દેશમાં વ્યક્તિસ્વાતંત્ર્ય અને વ્યક્તિની મહત્તાજ સ્વીકારાતી આવી છે!

વ્યક્તિનું પરમ ધ્યેય શું હતું?–વ્યવસ્થિત સમાજના હિતમાં પોતાની જાતને ભૂલી જવી યા તો જાતને હોમી દેવી–એ તેનો ઉદ્દેશ ન હતો.

તેનો ઉદ્દેશ હતો – "કોઇ દિવ્ય આત્મ-જીવન પ્રાપ્ત કરવાનો–વર્તમાન માનવતાની મર્યાદાઓ વટાવી પોતાનાથીયે પર થવાનો."

વ્યક્તિ મથન કરતી–ઉચ્ચ થવા, મહાન થવા, વિશાળ થવા–દિવ્ય થવા–ભગવત્સ્વરૂપ થવા.

✠ ✠ ✠

જો ગીતાના સૂત્રનો અર્થ "પરોપકાર અને

સમાજસેવા કે એવોજ આદર્શ" કરીએ તો ભગવાન પોતાનું દૃષ્ટાંત આપે છે તે નિરર્થકજ ગણાય.

ગીતામાં "દિવ્ય કર્મ" કરવાનો જે આદેશ આપવામાં આવ્યો છે તેનો પાયો ભગવાનનું ચૈતન્ય પ્રાપ્ત કરવામાં રહેલો છે.

"મુકત કર્મ" કોણ કરી શકે ? – જે **મુક્ત** હોય તે. **મુક્ત** કોણ ? – જેણે પોતાનામાં દૈવી પ્રકૃતિ પ્રાપ્ત કરી હોય અને જેણે સામાન્ય માનવતાની ક્ષુદ્ર-તાઓ અને મર્યાદાઓ વટાવી હોય તે. તેનાં કર્મો તો "દિવ્ય પ્રકૃતિ" અનુસારજ થાય – કોઇ માનસિક આદર્શને સિદ્ધ કરવા માટે નહિ.

એટલે ગીતામાં પૂર્ણતાનો જે આદર્શ કહે-વાયો છે તેમાં–૧."કર્મ, કર્મ અને કર્મ" કરવા માટે ચંચલ થઇ રહેલ કેવળ ક્રિયાશીલ વૃત્તિને, તથા ૨. સંન્યાસીની નિષ્ક્રિય જ્ઞાનજ્યોતિને સ્થાન નથી. કર્મ કરવામાં મગ્ન થઇ રહેનાર કર્મશીલ માનવની કે ઉદાસીન તત્ત્વવેત્તાની સ્થિતિને ગીતા આદર્શ સ્થિતિ ગણતી નથી.

દિવ્યતાનો ખરો આદર્શ ભગવાન પોતે છે. પુરૂષોત્તમરૂપે તેની પ્રકૃતિમાંથી તે આદર્શ પ્રગટ થાય છે. તેમાં સર્વે પ્રકારનાં પરસ્પર વિરોધી તત્ત્વોનો સમન્વય હોય છે.

✠ ✠ ✠

પરસ્પર વિરોધી દેખાતા સંન્યાસ અને કર્મશીલતાના આદર્શોમાં કંઇ સત્ય નથી ? એવો પ્રશ્ન થવાનો સંભવ છે.

ઉત્તર એ છે–બન્નેમાં સત્ય છે. પરંતુ કોઇ પણ " પરિમિત " સત્યને " સંપૂર્ણ અને સમગ્ર " સત્ય તરીકે પ્રગટ કરવાથી માનવનું ધ્યાન તેના પ્રત્યે દોરાય છે. અને કાંઇક જ્ઞાનજ્યોતિ પણ મેળવે છે.

પરંતુ, સાથે સાથે અજ્ઞાનનો અંધકાર પણ તેનામાં પ્રવેશ કરે છે. એટલે નિષ્ક્રિયતા અને સંન્યાસની વૃત્તિમાં અપૂર્ણતા છે તે માનવે સ્વીકારવાની જરૂર છે. ક્રિયા વિના અને જીવનના સ્વીકાર વિના તે આદર્શો અપૂર્ણજ રહેવાના.

ક્રિયાશીલતામાં કયું સત્ય કાર્ય કરી રહ્યું છે ? -

" માનવમાં રહેલ પ્રભુનો સંપૂર્ણ આવિર્ભાવ-માનવ-જાતિનાં સર્વે કાર્યોમાં ભગવાનનો હાથ "- એટલે કે માનવમાં કાર્ય કરી રહેલ ભગવાનને પ્રગટ કરવાની પ્રેરણા એ ક્રિયાશીલતાનું સત્ય છે.

ભગવાન કેવળ અનંત મૌનમાં અને નિષ્ક્રિયતામાંજ નહિ પરંતુ કર્મમાં પણ રહેલો છે.



卐

## અધ્યાય ૪ થો.

વેદાંતના અદ્વૈતવાદનો ગીતા શો વ્યવહારૂ ઉપયોગ કરે છે તે આ અધ્યાયમાં જણાય છે. બ્રહ્મ-વાદનાં મૌલિક સત્યોઃ—

૧. **सोऽहम्।** – " હું તે (બ્રહ્મ) છું; "

૨. **सर्वं खल्विदं ब्रह्म।** – " વિશ્વ સકળ ખરે, બ્રહ્મસ્વરૂપ છે;"

૩. **अयमात्मा ब्रह्म।** – " આત્મા બ્રહ્મ પોતે છે."

એ સૂત્રોમાં કયું સત્ય રજુ થાય છે? – "વિરાટ્ વિશ્વની સંપૂર્ણ એકતા છે" – એ તેનો સાર છે. એટલે કે – કર્તા, કર્મ, કરણો તથા હેતુઓ વગેરેમાં – જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય એ ત્રિપુટીમાં – એક–અનંત–પ્રકાશી રહ્યો છે.

* * *

પરંતુ, ગીતામાં બોધાયેલ સમગ્ર યોગનો અભ્યાસ કરવાને ઉત્સુક સાધકે એ ત્રિપુટીની એકતા સાધવા માટે શો ઉપાય લેવો ?

ગીતા કહે છે કે – તેણે "બ્રહ્મયજ્ઞ" કરવો – વિરાટ્ વિશ્વમાં ખેલી રહેલી અનંતશક્તિ માનવની નથી – તે અનંત બ્રહ્મની છે. એ બ્રહ્મયજ્ઞમાં માનવ જે કંઇ સ્થૂલ કે સૂક્ષ્મ – શક્તિઓ હોમે છે તે પણ તેનીજ છે; હુતદ્રવ્ય – સ્થૂલ કે સૂક્ષ્મ – પણ બ્રહ્મનુંજ કોઇ સ્વરૂપ છે. યજ્ઞનો યજમાન પોતે પણ માનવમાં રહેલ બ્રહ્મનુંજ સ્વરૂપ છે, અરે ! સમર્પણરૂપ યજ્ઞની ક્રિયા પણ બ્રહ્માંડમાં કાર્ય કરી રહેલ બ્રહ્મની ક્રિયાશક્તિનુંજ સ્વરૂપ છે. બ્રહ્મનું ક્રિયાત્મક સ્વરૂપ "યજ્ઞ" છે, અને એ યજ્ઞના ફળરૂપે બ્રહ્મનીજ પ્રાપ્તિ કરવાનો ઉદ્દેશ હોય.

માટે ગીતાએ કહ્યું છે, "બ્રહ્મ અર્પણ થયેલ વસ્તુ છે, બ્રહ્મ પોતેજ હવિ છે; હોમનાર પણ બ્રહ્મ પોતે છે અને વેદિમાં પ્રગટાવેલ અગ્નિ પણ બ્રહ્મ છે. બ્રહ્મના ક્રિયાત્મક સ્વરૂપ સાથે સંપૂર્ણ એકતા કરીને બ્રહ્મનીજ પ્રાપ્તિ કરવાની છે."



* * *

જ્ઞાનીને પોતાની ક્રિયાઓ તથા વિશ્વ કેવાં દેખાય છે? – બ્રહ્મની વિરાટ્ મહાશક્તિનો ચૈતન્ય-સ્વરૂપ અગ્નિ પ્રગટી રહેલો તે નિહાળે છે. દિવ્ય પુરૂષ – ચૈતન્ય – તેનાં અને વિશ્વપ્રકૃતિનાં સઘળાં કર્મો એ અગ્નિમાં આહુતિરૂપે હોમી રહ્યો છે! અને એ દિવ્ય પુરૂષ પોતાની દિવ્ય પ્રકૃતિ દ્વારા જગત-ભરમાં કાર્ય કરી રહ્યો છે.

તેનો આત્મા એ દિવ્ય પુરૂષના ચૈતન્ય સાથે અદ્વૈત સાધે છે ત્યારે અનંત પુરૂષના ચૈતન્યનો તેને સાક્ષાત્કાર થાય છે – તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે. અને એ અનુભવસિદ્ધ જ્ઞાન પ્રાપ્ત કરવું એ આધ્યાત્મિક ઉન્નતિ સાધનાર પ્રત્યેક પ્રયત્નનો અંતિમ ઉદ્દેશ છે.

* * *

"જ્ઞાન" એટલે માહિતી નહિ, જ્ઞાન એટલે વિચારો નહિ, જ્ઞાન એટલે તર્ક નહિ, જ્ઞાન એટલે વિચાર–પદ્ધતિઓ નહિ. – જ્ઞાન એટલે ભગવાન સાથે અદ્વૈતનો અનુભવ. જ્ઞાનની આપણી વ્યાખ્યા આ છે: જ્ઞાન એ સમગ્ર ચૈતન્યનું રૂપાંતર છે, બુદ્ધિનો વ્યાપાર નથી!

વિરાટ્‌ની અનંત ક્રિયાઓમાં પ્રગટી રહેલ બ્રહ્માગ્નિ અનંતમુખ છે. જીવનમાં કોઇપણ સ્વરૂપનો, કોઇપણ પ્રકારની ક્રિયાનો બ્રહ્મયજ્ઞના સાધન તરીકે ઉપયોગ થઇ શકે છે – તે સર્વે એક અનંત બ્રહ્મનાંજ સ્વરૂપો છે.

કોઇ કહેશે કે "અમે નિષ્ક્રિય રહીને બ્રહ્મયજ્ઞ કરીશું" – ગીતા કહે છે કે – "એ અશક્ય છે; બ્રહ્મયજ્ઞ – (કોઇપણ પ્રકારનો સ્થૂલ કે સૂક્ષ્મ યજ્ઞ) – કર્મ વડેજ થઇ શકે" – વિરાટ્‌માં અનંત કર્મરૂપે પ્રગટ થતી બ્રહ્મની દિવ્ય શક્તિમાંથીજ સઘળું ઉત્પન્ન થયું છે, તેના વડેજ નિર્માણ થયલું છે. વિરાટ્ શક્તિનાં સર્વે કર્મો ક્રમે ક્રમે બ્રહ્મને સમર્પણ થતાં પ્રગતિ કરી રહ્યાં છે. જ્યારે તે બ્રહ્માગ્નિ માનવના ચૈતન્યમાં પ્રગટ થાય છે ત્યારે તે જ્ઞાનપૂર્વક અને રાજીખુશીથી પોતાનાં સર્વે સ્થૂલ અને સૂક્ષ્મ કર્મો એ અગ્નિમાં હોમે છે.

બ્રહ્મયજ્ઞની ચરમાવસ્થામાં માનવને આત્મસાક્ષાત્કારનું ફળ મળે છે અને જ્યારે એ યજ્ઞનું

ફલ સિદ્ધ થાય છે ત્યારે બ્રહ્મના અનંત ચૈતન્યનો સાક્ષાત્કાર સદાને માટે તે પ્રાપ્ત કરે છે.

* * *

"કર્મો કરવાં" એનો અર્થ સર્વ પ્રકારનાં કર્મો બેદરકારીથી કર્યે જવાં એવો કરવાનો નથી. અધઃપ્રકૃતિ–અપૂર્ણ માનવ પ્રકૃતિનાં કાર્યો–અવિદ્યા-શક્તિથી પ્રેરાતાં કાર્યોનો માનવે ઇન્કાર કરવો જોઇએ.

તો પછી શું તેણે કર્મો કરવાંજ મૂકી દેવાં? ગીતા કહે છે–"ના"–એ તો જૂનો મોક્ષ મેળવવાનો પ્રયત્ન થયો! એ તો જગતનાં કાર્યોથી દૂર લઈ જતી "ઉદાસીનતા"નો માર્ગ કહેવાય. આપણે જગતનો–જીવનનો–કર્મોનો ત્યાગ કરવો નથી.

બ્રહ્મના તટસ્થ–નિર્ગુણ સ્વરૂપને આપણી સાધનાનું અંતિમ લક્ષ્ય ગણવાને બદલે પુરૂષોત્તમ-સ્વરૂપ ભગવાનને આપણે અંતિમ ધ્યેય તરીકે સ્થાપન કરવો જોઇએ.

એ પ્રમાણે થતાં ભગવાનની દિવ્ય મુક્તિ કર્મ કરતાં પણ આપણે અનુભવીશું.

અર્થાત્ – શાંત, નિષ્ક્રિય-નિર્ગુણ બ્રહ્મને તમારી આધ્યાત્મિક પ્રગતિના અંતિમ ધ્યેય તરીકે સ્વીકારશો તો જગત અને કર્મ સર્વેનો ત્યાગ અનિવાર્ય થઇ પડશે; ભગવાનને–પુરૂષોત્તમને–સ્વીકારો તો સર્વે ક્રિયાઓ સુદ્ધાંત તમે જગત જીત્યું સમજવું. જગતથી તમે પર થઇ જશો છતાં તેને તમે 'તમારૂં' બનાવી શકશો. ત્યારપછી જગત કારાગાર નહિ પરંતુ સમૃદ્ધિવાળું રાજ્ય થઇ રહેશે !

⌘ ⌘ ⌘

## દિવ્યજન્મ: અવતાર-તત્ત્વ:–

દિવ્યજન્મના બે પ્રકારો–તેની બે બાજુઓ છે.

૧. માનવજાતિમાં એટલે કે માનવરૂપે માનવ-પ્રકૃતિમાં ભગવાનનો અવતાર થવો તે: દિવ્ય ચૈતન્યનો એ અવતાર સનાતન છે.

૨. ઊર્ધ્વગતિ કરીને ભાગવત ચૈતન્યમાં માનવ જન્મ પ્રાપ્ત કરે તે બીજા પ્રકારનો અવતાર: માનવ ચૈતન્ય દિવ્ય ચૈતન્યમાં અને દિવ્ય પ્રકૃતિમાં ઊર્ધ્વગતિ કરે તે.

⌘ ⌘ ⌘

ત્યારે શ્રી કૃષ્ણ કોણ ? – પૂર્ણસ્વરૂપ પુરૂષોત્તમ ભગવાનનાં બન્ને સ્વરૂપો શ્રીકૃષ્ણમાં પ્રગટ થયાં હતાં. એક તો માનવ દેહમાં માનવરૂપે જન્મેલ કૃષ્ણ; અને બીજું તેનું પૂર્ણસ્વરૂપ. તે સ્વરૂપમાં તે માનવનો પ્રભુ અને પરમ સખા છે.

ઊર્ધ્વ ચૈતન્યમાં શ્રીકૃષ્ણ પુરૂષોત્તમ પોતેજ છે; માનવજાતિમાં અવતારના પ્રકાર તરીકે તે પુરૂષોત્તમજ શ્રીકૃષ્ણ રૂપે પ્રગટ થાય છે.

પૂર્ણસ્વરૂપ પુરૂષોત્તમ અપૂર્ણતા– માનવતા – સ્વીકારે, એના કરતાં આ વિશ્વમાં બીજું મહાન રહસ્ય હશે ખરૂં ?

* * *

આત્મા એટલે શું ? એની વ્યાખ્યા શી ? સ્વયંભૂ સત્ તે આત્મા: એનામાં અનંત ચૈતન્યશક્તિ –અને અહૈતુક આનંદ સાહજીક હોય.

પરંતુ " પદાર્થ " યાને "વસ્તુ," એટલે કે 'જડ પદાર્થ' તો ચૈતન્યરહિત ખરાને ? – ના.

શરીર, પદાર્થ, જડ વસ્તુ– (કોઇ પણ દ્રવ્ય–પદાર્થ)– ખરૂં જોતાં સચેતન સતૂની ક્રિયાનાં સ્વરૂપો – તેના પ્રચંડ ગતિસાગરમાં થતા ભમરાઓ છે. એટલે કે, ચિન્મય શક્તિની ગતિનાં ઘટ્ટ–ઘન–સ્વરૂપો છે.

ઇન્દ્રિયો વગેરે કરણો વડે કાર્ય કરીને બાહ્ય જગત સાથે વિધવિધ પ્રકારના સંબંધો સ્થાપન કરવા માટે ચૈતન્ય તેમનો ઉપયોગ કરે છે.

" પદાર્થ–દ્રવ્ય " જડ–ચેતનરહિત નથી: નાનામાં નાના–પરમાણુમાં–અને શરીરના ઝીણામાં ઝીણા પુટમાં ( cell ) પણ તપ:શક્તિ છે – આત્મ-ચેતના રહેલી છે!

☀ ☀ ☀

" માયા " એટલે " ભ્રમણા "–"મિથ્યાભાસ" એવો પ્રચલિત ખ્યાલ છે. પરંતુ ગીતામાં માયાનો અર્થ તે નથી–વેદમાં પણ તે નથી. વાસ્તવિક રીતે " માયા " એટલે પોતાનીજ જાતને અનેક સ્વરૂપે સજવાની – અનેક સ્વરૂપો ધારણ કરવાની, દિવ્ય ચૈતન્યની શક્તિ: ભગવાનની અનંત પ્રકારે આત્મ-સર્જન કરવાની શક્તિ તે માયા.

"ભ્રમણા" અને "મિથ્યાભ્યાસ" માનવને થાય છે તેને માટે તેની અવિદ્યાપ્રકૃતિમાં રહેલું અજ્ઞાન જવાબદાર છે.

અહીં પ્રશ્ન થશે કે "માયા" જૂદી અને વળી "અવિદ્યામય પ્રકૃતિ" – "અવિદ્યાશક્તિ" જૂદી તે કેવી રીતે?

માયાનું ખરું સ્વરૂપ ઉપર જણાવેલું છે. "પ્રકૃતિ" એ પણ "માયા"નું જ સ્વરૂપ છે. માયાનાં પ્રત્યેક સ્વરૂપની પાછળ જે દિવ્ય તત્ત્વ, જે દિવ્ય વિચારબીજ રહેલું હોય છે તેનો "પ્રકૃતિ" વિકાસ કરે છે. માયાની કાર્યવાહક શક્તિ તે પ્રકૃતિઃ દરેકમાં રહેલ સત્ય પ્રમાણે તે કાર્ય કરીને તેનો નિયમસર–પદ્ધતિસર – વિકાસ કરે છે.

* * *

ભગવાનનો જન્મ માનવજાતિમાં શી રીતે સંભવે છે? ગીતા કહે છે–પ્રકૃતિનું અધિષ્ઠાન કરીને.

"અધિષ્ઠાન" એટલે? – अधि+स्था– "માં વાસ કરવો"–અને એનો અર્થ "અધિષ્ઠાતા હોવું."

"અધિષ્ઠાન" એટલે સચેતન રહીને અધિકાર વાપરવો; પ્રકૃતિમાં રહેનાર પ્રભુ તેના ઉપર પોતાનો "અમલ" ચલાવે તેનું નામ "અધિષ્ઠાન."

એટલે કે, ભગવાન જન્મ લે ત્યારે તે અજ્ઞાની માનવ પેઠે અવિદ્યાપ્રકૃતિથી દોરાતો નથી – તે અજ્ઞાનમાં પડીને પ્રકૃતિવશ કાર્યો કરતો નથી. ઉલટું પ્રકૃતિના ઉપર તે પોતાની શક્તિ – પોતાનો અધિકાર ચલાવે છે; પોતાની જ્ઞાનજ્યોતિથી સમગ્ર પ્રકૃતિને આલોકિત કરી મૂકે છે.

માનવતાનો અને માનવ પ્રકૃતિનો ભગવાન સ્વીકાર કરે તે ગૂઢ – રહસ્યમય – ક્રિયાને "અવતરણ" કહેવામાં આવે છે.

* * *

સામાન્ય માનવમાં પણ એ દિવ્ય ભાગવત ચૈતન્ય હોય છે પરંતુ તે અજ્ઞાનથી આચ્છાદિત થઇ ગયું હોય છે.

મૂલ સ્વરૂપે પોતે ભગવાનમાંથી આવેલ છે એ સત્ય માનવ ભૂલી જાય છે એટલું જ નહિ પરંતુ સનાતન કાળથી માનવચૈતન્યમાં જે દિવ્યતા –

પ્રભુતા – રહેલી છે તે પણ તે વિસરી જાય છે!

એ દિવ્ય સ્વરૂપ–માનવની પ્રકૃતિના મધ્યસ્થ કેન્દ્રમાં આવી રહેલ છે.

માનવ ચૈતન્યરૂપી મંદિરના મધ્યમાં હૃદયની વેદિ છે; એ વેદિમાં – એ દિવ્ય ચૈતન્ય, રાખથી ઢંકાઇ ગએલા અગ્નિ પેઠે, સનાતન કાળથી આવી રહેલ છે.

✻ ✻ ✻

અવતાર થાય છે ત્યારે અવિદ્યાપ્રકૃતિનાં ત્રિગુણાત્મક સ્વરૂપમાંથી – ત્રિધાતુના મિશ્રણમાંથી – મૂલ દિવ્ય સ્વરૂપ સુવર્ણ પેઠે ઝગમગી ઉઠે છે.

ભગવાનનુ દિવ્ય ચૈતન્ય એ મૂલ સુવર્ણ-ધાતુ. તેમાંથી માયાએ માનવરૂપી સિક્કો પાડયો. પરંતુ અવિદ્યાપ્રકૃતિએ તેના ઉપર હલકી ધાતુઓનો – ત્રિગુણાત્મક સ્વરૂપોનો – ઘણોજ મજબૂત ઢાળ – પાસ – ચઢાવી દીધો છે. એણે તેના ઉપર પોતાની – અજ્ઞાનની – છાપ મારી અને "પાશવતા"વાળી માનવતા તરીકે તેનું ચલણ ચલાવ્યું!

✻ ✻ ✻

માનવજાતિમાં જે અવતાર પ્રગટે તે પ્રકૃતિનો એક ચમત્કાર નથી; પરંતુ સનાતન પરમાત્મા પ્રત્યેકમાં અપ્રગટ છે તેનો બહારના જીવનમાં આવિર્ભાવ છે. પરંતુ અવતારના પ્રગટ થવાનું એ આધ્યાત્મિક રહસ્ય ઘણાં થોડાં માણુસો સમજી શકે છે.

અને અવતારની સાર્થકતા પણુ એજ છે કે માનવ તેની સાથે અદ્વૈત સાધે અને પોતાના સમગ્ર જીવનમાં તેને પ્રગટ કરે.

* * *

વિભૂતિનાં લક્ષણુ કયાં ? — ૧. આંતર અને બાહ્ય બન્ને કાર્યક્ષેત્રોમાં પ્રભાવશાળી સંપાદન; ૨. કોઇ દિવ્ય ગુણુની વિશેષતા, સચોટ કાર્યશીલતા—સફળ ક્રિયાશક્તિ—એ તેનાં લક્ષણો છે.

પણુ વિભૂતિ અને અવતાર એક નથી. પોતાનામાં કોઇ દિવ્ય ગુણુની પ્રાપ્તિ હોવી એટલું બસ નથી, અવતારમાં સતત જાગૃત ભગવાનનું ચૈતન્ય હોવું જોઇએ. પોતે પ્રભુ છે—અને એ સિદ્ધ પ્રભુતામાંથી તેની સમસ્ત પ્રકૃતિનું તે શાસન કરે છે. અવતાર પોતાની પ્રકૃતિને માનવનાં ધોરણોથી કે

માનસિક આદર્શોથી દોરતો નથી. તે મનથી ઉપર રહીને પોતાની પ્રકૃતિને સંચાલિત કરે છે;–સમગ્ર વિશ્વની પ્રકૃતિના ઉપર પણ તે એજ રીતે પોતાનો અમલ ચલાવે છે. નીચેથી નહિ પરંતુ ઉપરથી–છતાં પાછળ રહીને! અવતારમાં તે પોતે બહાર પડીને– ( પાછળ રહીને નહિ )–પોતાની પ્રકૃતિને દોરે છે !

* * *

દિવ્ય આનંદનો – પૂર્ણ આનંદનો – અવતાર પ્રગટ થાય તે પહેલાં દુઃખ અને શોકનો અવતાર પણ થવો જરૂરનો છે.

માનવતાનાં બંધનો – માનવ પ્રકૃતિની સર્વે અપૂર્ણતાઓનો સ્વીકાર ભગવાને કરવો જોઇએ; કારણકે તેમ કર્યા વિના અપૂર્ણ માનવતાને કેવી રીતે વટાવી જવી તે બતાવી શકાય નહિ. એ હેતુ પણ અવતારને સાધવાનો હોય છે.

* * *

કેટલાકને પ્રશ્ન થાય છે કે અવતાર બાહ્ય જીવનમાં અલૌકિક સિદ્ધિ પ્રગટ કરે કે આંતર જીવનમાં કે બન્નેમાં? ઉત્તર એ છે કે – “એનો આધાર

માનવજાતિના વિકાસ ઉપર રહેલો છે. જેવી માનવ-જાતિની જરૂરીઆત તેવો અવતારનો આવિર્ભાવ."

ટૂંકામાં, અવતાર ચમત્કાર કરવા માટે પ્રગટતો નથી. મુખ્ય બાબત તેનામાં સતત હાજર પ્રભુચૈતન્યની છે.

અધર્મનો વિનાશ કરીને ધર્મની સ્થાપના કરવા માટે અવતાર થાય છે એ વિચાર ઉપરથી કેટલાક એવું અનુમાન દોરે છે કે અવતારનો હેતુ કોઇ કટોકટીના પ્રચંડ વિગ્રહમાં યા તો કોઇ મહાન બાહ્ય ક્રાંતિમાં મુખ્ય ભાગ લેવાનો હોવો જોઇએ. પરંતુ આ અનુમાન ખરૂં નથી.

વાત એ છે કે કોઈ પણ બનાવ ( ભલે ગમે તેવો મોટો હોય ) યા તો કોઇપણ કર્મ કેવળ " બનાવ " યાતો " કર્મ " તરીકે મહાન થઇ શકનાં નથી. " કર્મ " અને " ઘટના " કેવા પ્રકારની શક્તિઓ રજુ કરે છે-કેવાં બળોને મૂર્ત કરે છે એ જોવાનું છે. અમુક પ્રસંગની પાછળ કેવા પ્રકારનો વિચાર પ્રગટ થવા મથી રહ્યો છે તેના ઉપરથી તેની મહત્તાનું માપ નીકળી શકે.

એક દાખલો: ચંગીઝખાનના ખૂનખાર હુમલાઓને "ઘટના" તરીકે જોવા જઇએ તો તેઓ ફ્રેંચ રાજ્યક્રાંતિ – વિપ્લવ-કરતાં મોટા દેખાય. પરંતુ ઉપરને ધોરણે જોવા જઇએ તો ફ્રેંચ વિપ્લવ વધારે મહાન ઘટના બને. તેજ પ્રમાણે માર્ટીન લ્યુથરે પોપની સત્તા ના કબૂલી એ ઘટના નાની ભલે દેખાય, પરંતુ તેની પાછળ જે વિચારબળ છે તે જોતાં તે **મહાન** ગણી શકાય.

એટલે કે બાહ્યજીવનની ઘટનાઓ, મહાન યુદ્ધપ્રસંગો-ક્રાંતિઓ વગેરે પ્રત્યે જોવાની દૃષ્ટિ આપણે બદલી નાંખવી જોઇએ. બાહ્ય દૃષ્ટિએ ઘટના એટલે ભૌતિક ફેરફાર; યુદ્ધ એટલે કેટલાક માણસોનો ઝઘડો; ક્રાંતિ એટલે અજ્ઞાની જનસમુદાયનો ઉભરો.

પરંતુ ખરી વાત શી છે? ઘટના, યુદ્ધ, વિપ્લવ એ તો માત્ર બહારનાં નિશાન: પણ માનવજાતિના ચૈતન્યમાં ફેરફાર થઇ રહ્યો હોય છે તે તેનું બીજ. અને તે કેવા પ્રકારની શક્તિ મૂર્તિમાન કરે છે, તે આપણે જોવું જોઇએ.

વિકાસની દિશામાં પગલું આગળ ભરતા પહેલાં એવી કોઇક પરિસ્થિતિમાંથી માનવજાતિ પસાર થાય છે.

યૂરોપમાં રીફૉર્મેશનનો – સુધારાનો યુગ – માર્ટીન લ્યુથરે પોપની ધાર્મિક સત્તાનો ઇન્કાર કરીને શરૂ કર્યો અને ફ્રેન્ચ વિપ્લવે રાજ્યસત્તાને અને અમીર ઉમરાવોના પ્રાધાન્યવાળી સમાજસત્તાને તિલાંજલિ આપી. આ બન્ને પ્રસંગો " મહાન " ગણાય. એકે વિચારસ્વાતંત્ર્ય અને ધર્મનિર્ણયમાં વ્યક્તિને પ્રધાન ગણી; ફ્રાંસે – પ્રજાસત્તા, સમાનતા વગેરેનો ઘોષ કર્યો.

આ બન્ને પ્રસંગો મહાન માનસિક અને વ્યવહારૂ પરિવર્તનનાં સૂચકો છે–એ બન્નેને આપણે મહાન આધ્યાત્મિક ઘટના તરીકે નહિ ગણી શકીએ. એ બન્નેને પરિણામે માનવજાતિની સામાન્ય ચેતનામાં કેટલાંક માનસિક રૂપાંતરો સ્થિર થયાં અને કેટલાંક ક્રિયાશીલ તત્ત્વો અસ્તિત્વમાં આવ્યાં – એ ખરૂં. પરંતુ ગૌતમ બુદ્ધના કે જીસસ ક્રાઇસ્ટના જીવનમાં જે તત્ત્વ આપણને દેખાય છે તે તેમનામાં નથી.

માનવ એટલે અમૂર્ત વિચાર તત્ત્વનો પ્રતિનિધિ; સૂક્ષ્મશક્તિનું સ્થૂલ મૂર્તિમંત સ્વરૂપ. અવતાર

થાય ત્યારે ઊર્ધ્વગામી તત્ત્વોના પ્રતિનિધિરૂપ જે માનવો હોય તેમનું તે રક્ષણ કરે છે; અને અંધકાર, જુલમ, સ્વાર્થ–વગેરે અધોગામી વિચારતત્ત્વોના પ્રતિનિધિઓનો તે વિનાશ કરે છે! આજ ધર્મસંરક્ષણ અને પાપીઓનો વિનાશ!– અવતારનું પ્રયોજન પણ એજ.

પણ તે ઉપરથી અવતારનું રહસ્ય તેના બાહ્ય જીવનમાં યા તો તેના મહાન કાર્યમાં કે તેણે કરેલા મહાન સામાજીક, રાજકીય કે ધાર્મિક પરિવર્તનમાંજ સમાઇ જાય છે એમ માનવું ભૂલભરેલું છે. એ માન્યતા અપૂર્ણ છે; એ ભાવનામાં અવતારના આધ્યાત્મિક ચૈતન્યનો સમાવેશ નથી. એ અપૂર્ણ વ્યાખ્યા સ્વીકારીએ તો બુદ્ધ અને ક્રાઇસ્ટ જેવા મહાન અવતારો આપણી ગણત્રીમાંથી બાતલ થાય. ભગવાન ગૌતમ બુદ્ધે કે જીસસ ક્રાઇસ્ટે દુષ્ટ લોકોનો વિનાશ અને સાધુઓનું પરિત્રાણ કરવા માટે પ્રયત્ન કર્યો નથી. તેમણે સમગ્ર માનવજાતિને પોતાનો સદેશો સંભળાવ્યો છે–તેમણે આધ્યાત્મિક જીવન પ્રાપ્ત કરવાનો માર્ગ દર્શાવ્યો છે:– તેમણે દિવ્ય જીવનનો વિકાસ કરવા માટે અને જીવનમાં પ્રભુનો

સાક્ષાત્કાર કરવા માટે માનવને આહ્‌વાન કરી પોતાનો અનુભવેલો માર્ગ બતાવ્યો છે.

સામાન્ય રીતે પ્રત્યેક અવતારના જીવનમાં ૧ બાહ્ય અને ૨. આંતર–સ્થૂલ અને આધ્યાત્મિક–એમ બન્ને પ્રકારનાં કાર્યક્ષેત્રો આવી રહેલાં જણાય છે. અને એમ થવું અનિવાર્ય છે. માનવજાતિમાં આવીને ભગવાનનું પોતાનું કાર્ય અવતાર પોતાના ઉપર લે છે. જીવનમાં તે દિવ્ય જ્ઞાનશક્તિ અને દિવ્ય તપઃશક્તિનો આવિર્ભાવ કરે છે. અને ભગવાન તો સર્વ પ્રકારે પોતાના અવિર્ભાવને સાર્થક કરેજ–અંતરમાં તેમજ બહાર. અંતરાત્માનો–માનવના ચૈતન્યનો વિકાસ કરીને તેમાં પ્રગટ થાય અને જીવનનાં બાહ્ય સ્વરૂપોમાં રૂપાંતર કરી નાંખે–મહાન પરિવર્તનો લાવે.

અવતારમાં મુખ્ય વસ્તુ આ છેઃ તેનામાં સતત જાગૃત ભગવાનનું ચૈતન્ય હોવું જોઇએ. તેના જીવનમાં તેણે તે દિવ્ય ચૈતન્ય પ્રગટ કરવાનું હોય છે, એ ખરૂં છે. અને એ પ્રમાણે બાહ્ય જીવનમાં તે પોતાનો આવિર્ભાવ કરે એ પણ બનવા જોગ છે. પરંતુ પોતાનું કાર્ય થઇ ગયા પછી પણ તેની આધ્યાત્મિક

અસર જીવંત રહે એ ખાસ જરૂરનું છે. કર્મલીલા થઇ ગયા પછી પણ અવતારનું આધ્યાત્મિક વ્યક્તિત્વ માનવજાતિમાં કાર્ય કરે એવું જાગૃત અને જીવંત હોવું જોઇએ. એ વ્યક્તિત્વ સ્થૂલ ભૂમિકા ઉપર નહિ પરંતુ સૂક્ષ્મ ભૂમિકામાં હોય છે.

એમ પણ બને કે અવતાર પોતાનું જીવન-કાર્ય કેવળ આધ્યાત્મિક એટલે કે આંતર ભૂમિકા ઉપરજ કરે. તેના સંસર્ગમાં આવનારાઓને તે આંતર જ્યોતિ અને આંતર દિવ્ય ચૈતન્ય પ્રાપ્ત કરાવે – પરંતુ તેના ગયા પછી એ ધર્મપ્રચારથી માનવ-જાતિમાં રૂપાંતર થવું જોઇએ. કાળે કરીને કદાચ એ ધર્મ કે આધ્યાત્મિક સાધનાનો માર્ગ શિથિલ થઇ જાય તો પણ માનવજાતિના માનસમાં, તેના સ્વભાવમાં અને તેના બાહ્ય જીવનમાં એની સ્થાયી અસર હોવી જોઇએ. એટલું હોય તોજ "અવતાર" તરીકે તે વ્યક્તિને સ્વીકારાય.

* * *

દિવ્ય જીવન પ્રગટ થાય તેમાં પણ શક્તિઓ હોય:– ૧. ધર્મ; ૨. સંઘ અને ૩. બુદ્ધ. અથવા

૧. ખ્રિસ્તી દર્શન; ૨. ચર્ચ (ધર્મસંસ્થા) અને ૩. જીસસ ક્રાઇસ્ટ. આપણા વૈષ્ણવ ધર્મમાં – ૧. ભાગવત, ૨. ભક્ત અને ૩. ભગવાન – એમ ત્રણ વિભાગ હોય છે તે ઉપર જણાવેલું તત્ત્વજ પ્રગટ કરે છે.

૧. એટલે કે માનવજાતિને અવતાર ધર્મ આપે છે–એ ધર્મનો આશ્રય લઇને અધોગામી જીવનમાંથી ઉચ્ચ જીવન પ્રત્યે માનવ ગતિ કરી શકે છે.

૨. વ્યક્તિગત વિકાસ કરવાની પ્રેરણા માનવમાં હોય છે તેવીજ સમાજ યાને સમષ્ટિરૂપે પણ કાર્ય કરવાની તેનામાં પ્રેરણા હોય છે. (રહેલી છે.) એકજ ધર્મનો આશ્રય લેનારા એકત્ર થાય ત્યારે "સમાજ" યા તો "સંઘ" સ્થપાય.

૩. અવતાર પોતે – ત્રીજું તત્ત્વ છે. અવતાર એટલે દિવ્ય વ્યક્તિ: અવતાર એટલે ભગવાન પોતે, માનવરૂપે: અવતાર એટલે પ્રાપ્ત કાલ અને સંજોગોમાં શક્ય હોય તેટલો ભગવાનનો પોતાનો આવિર્ભાવ. ૧. ધર્મ અને ૨. સંઘ બન્નેનો આત્મા અવતાર હોય છે. તેના વિના બન્ને અસંભવિત છે.



✠ ✠ ✠

અવતારનું આધ્યાત્મિક કાર્યક્ષેત્ર અંતઃકરણ છે. તેમાં તેના શત્રુઓ માનવના અંતરમાં રહેલ કામના, અહંતા, જડતા, અજ્ઞાન વગેરે (આંતર રિપુઓ) હોય છે. એટલે માનવના ચૈતન્યમાંથી કામના, અહંતા, અજ્ઞાન વગેરેનો વિનાશ કરવામાં અવતારનો વિજય રહેલો છે.

એવું પણ બને છે કે ધર્મને પોતાના અંતરમાં સ્થાપન કરનાર અને અધર્મમાં રાચનાર એ પ્રમાણે બે જુદા પ્રકારના સમૂહો વચ્ચે બાહ્ય જીવનમાં પણ યુદ્ધ થાય છે. એક બાજુ દૈવી પ્રકૃતિ અને તેના પ્રતિનિધિરૂપ માનવસમુદાય અને બીજી બાજુ આસુરી પ્રકૃતિ અને તેના સાધનરૂપ સમૂહ હોય છે.

* * *

અવતારના આવાગમનનું ખરું રહસ્ય – તેના આવિર્ભાવનું ખરું ફલ તો જે માનવો તેની પાસેથી દિવ્ય જન્મ અને દિવ્ય કર્મનું રહસ્ય સમજે અને પ્રાપ્ત કરે તેમને જ મળે છે. તેવા લોકો અવતારમાં પ્રગટેલ ભાગવત ચૈતન્યને પ્રાપ્ત કરે છે – પોતાના અંતઃકરણમાં–તેઓ તેના સ્વરૂપને ધારણ

કરે છે. એવા સાધકો પ્રગટ ભગવાનસ્વરૂપ અવતારમાં સર્વભાવે આશ્રય લે છે–તેને સર્વ સમર્પણ કરે છે– અને પરિણામે દિવ્ય ચૈતન્ય અને દૈવી પ્રકૃતિને પ્રાપ્ત કરે છે.

* * *

બ્રહ્મયજ્ઞ: ગીતાના કર્મયોગનો ખરો આધાર "યજ્ઞ"ની ભાવના છે. "જીવનમાત્ર – જગતમાં જે કાંઇ છે તે સઘળું–એક–અનંત બ્રહ્મસ્વરૂપ છે"– એ સૂત્રના ઉપર ગીતાની યજ્ઞભાવના રહેલી છે.

અસ્તિત્વમાત્રનું–જીવન સમગ્રનું–આદિ કારણ ભગવાન પોતે છે: ભગવાનમાં થતી દિવ્ય ગતિને પરિણામે જગત જન્મેલું છે, અને ભગવાન પ્રત્યે તે ગતિ કરી રહેલું છે – એ સત્યના ઉપર યજ્ઞભાવનાનો પાયો રહેલો છે.

સક્રિય જીવન એટલે પ્રકૃતિનો કર્મયોગ–કર્મ-સ્વરૂપ યજ્ઞ. તેની આહુતિ પુરૂષને અર્પણ થતી હોય છે. જીવન એટલે અનંત બ્રહ્મસ્વરૂપને સતત અર્પણ થતો વિરાટ પ્રકૃતિનો યજ્ઞ.

જીવન એટલે પ્રકૃતિની વેદિ. એ વેદિમાં પ્રકૃતિનાં સર્વે કર્મો અને તેના કર્મોનાં ફલરૂપ પરિણામો વગેરે સતત હોમાતાં હોય છે – (અર્પણ થતાં રહે છે.) એ બધાં કોને અર્પણ કરે છે? પ્રકૃતિમાં પ્રગટ થતા ચૈતન્યમાં ભગવાનનું જે કોઈ સ્વરૂપ તે કાલે પ્રગટ થયેલું હોય તેને એ યજ્ઞ પ્રકૃતિ સમર્પણ કરે છે.

卐 卐 卐

પ્રકૃતિમાં પ્રગટ થયેલ આત્માનો જેવો અને જેટલો વિકાસ તેવો અને તેટલો ભગવાનનો તેનો આદર્શ હોવાનો. તેના વિકાસની જેવી ભૂમિકા તેવું તેનું દિવ્યતાનું દર્શન, તેવી તેની આનંદની તૃષા અને ભાવિની આશા – ભાવિનું આશાભર્યું સ્વપ્ન.

卐 卐 卐

પ્રકૃતિનું કાર્ય જોશો તો જણાશે કે સર્વત્ર "આદાન-પ્રદાન" નો નિયમ પ્રવર્તે છે. – પરસ્પર આપ-લે અનંત વ્યાપારોમાં ચાલી જ રહે છે. જીવનનો મહાન નિયમ પણ આપ-લે કરવાનો છે – પરસ્પર આદાન-પ્રદાન છે. તે વિના એક ક્ષણભર પણ જીવન ટકે નહિ.

જીવનમાં થતા વિધવિધ અનુભવોનો અંતિમ હેતુ શો ? અહંતાની અને માનવની કામનાઓની - ઇચ્છાઓની-તૃપ્તિ એ જ શું જીવનનું અંતિમ લક્ષ્ય છે ?

ગીતા કહે છે - "ના." અહંતાની સાર્થકતા નહિ પરંતુ ભગવાનની શોધ; કામનાઓની તૃપ્તિ નહિ પરંતુ અનંત પરમાત્માની ભક્તિ એ જીવનનું લક્ષ્ય છે.

એ શી રીતે મળે ? ગીતા કહે છે - "યજ્ઞ" કરવાથી તે મળે છે. સર્વ કર્મો યજ્ઞરૂપે કરતાં શીખો - ધીમે ધીમે યજ્ઞની વેદિને વિશાળ કરતા જાઓ - તેમાં તમારી પોતાની જાતને આહુતિ તરીકે અર્પણ કરતાં શીખો - અંતે સર્વભાવે ભગવાનને તમારી જાત સંપૂર્ણપણે અર્પણ કરી દો. જીવનના દિવ્ય વિકાસનો આ માર્ગ છે.

જગત આખામાં - પ્રકૃતિ સમગ્રની અનંત ક્રિયાઓમાં - તેના અનેક વ્યાપારોમાં આદાન-પ્રદાનનો - યજ્ઞનો સમારંભ થઇ રહ્યો છે. પરંતુ માનવનો આત્મા અહંતાભરેલ સ્વાર્થમાં ડૂબેલો છે ! ગીતા કહે છે કે, "તેવો માનવ ચોર છે." પ્રકૃતિ ચારે બાજુથી

તેને આપે છે તે લે છે ખરો, પણ પોતાનું કાંઇ રાજીખુશીથી આપવાને તે તત્પર નથી! અલબત્ત, પ્રકૃતિ તેની પાસે પરાણે લે છે એ જુદી વાત છે.

જેમ જેમ વ્યક્તિ અન્યના હિતનો, અન્યના કલ્યાણનો, અન્યના હક્કોનો પોતાના સ્વાર્થ કરતાં વધારે વિચાર કરે છે – પોતાની સેવાભાવનાને જેમ જેમ તે પોષે છે – તેમ તેનું ચૈતન્ય વિશાળ થાય છે, તેના અંતરાત્માનું કદ વધે છે – તે પુષ્ટ થાય છે.

માનવે યજ્ઞ કરવાનો છે તે પ્રકૃતિને માટે અને પ્રકૃતિની અનેક શક્તિઓ માટે. માનવની સર્વ માનસિક અને શારીરિક શક્તિઓ અને મન તથા શરીરનાં સઘળાં કાર્યો અને વ્યાપારો પ્રકૃતિ વડે પોષાય છે. પ્રકૃતિના નિયમને લીધે એ બન્ને ટકી રહેલાં છે. તેથી પ્રકૃતિની શક્તિઓને તેણે સમર્પણ કરવું જરૂરનું છે. એ પ્રમાણે કરવાથી તે શક્તિઓ માનવમાં વૃદ્ધિ પામે છે – અર્થાત્, માનવની વિચાર-શક્તિમાં, તેની તપઃશક્તિમાં અને તેના જીવનમાં એ શક્તિઓનો વિકાસ થાય છે. પરિણામે માનવનું જ્ઞાન, તેની શક્તિઓ, તેની ક્રિયાશક્તિ વગેરેમાં અનેકગણો વધારે થાય છે.

પરંતુ એ દશા કંઇ ઉત્તમોત્તમ નથી – એ તો વચલું પગથીયું છે. એ પ્રયત્ન કામના વડે પ્રેરાયેલો હોય છે. અહંતા એમાં પણ હોય છે – અલબત્ત, કાંઇક અંશે વિશુદ્ધ થયેલી; કામનાઓ પણ ચાલુજ હોય છે – કાંઇક અંશે નિયંત્રિત.

ж ж ж

"કર્મ" કરવાનું ખરેખરું રહસ્ય – "યજ્ઞ" કરવાનો સાચો માર્ગ એનાથી પણ પર હોય છે. પોતાનામાં અને અન્યમાં એકજ આત્મા રહેલો છે એનું જ્યારે માનવને ભાન થાય છે ત્યારે તે માર્ગ જડે છે. એ દશામાં તેને સમજાય છે કે "અહંતા" અને "આત્મા – તેનું પોતાનું સત્ય સ્વરૂપ" એક નથી. એ આત્મા – અનંત છે – વ્યક્તિત્વના બંધનોથી પર છે. સર્વે પ્રાણીઓ તેમાંજ જીવન ધારણ કરી રહ્યાં છે.

એટલે પૂર્ણતા પ્રાપ્ત કરવાનો – સિદ્ધિ મેળવવાનો માર્ગ વધારે ને વધારે વિશાળ ચૈતન્ય પ્રાપ્ત કરવાથી મળે છે. વ્યક્તિત્વનાં બંધનો વટાવવાથી તે જડે છે.

પરિમિત, ક્ષુદ્ર વ્યક્તિત્વમાંથી પોતાના ચૈતન્યને અને પોતાના સમગ્ર અંતઃકરણની તુલાને ઉન્નત કરવી– અનંત ચૈતન્યનું ભાન જાગૃત કરવું અને તેમાં પોતાનું ચૈતન્ય અને અંતઃકરણ ધારણ કરવું એ આધ્યાત્મિક જીવનનું પહેલું પગથીયું છે.

એક– અનંત – આત્મામાં જગત સમગ્રને જોવાનો અભ્યાસ કરવાથી અહંતાના અજ્ઞાનમાંથી છૂટીને માનવનો આત્મા અંતરની શાંતિ અને દૃઢ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે, એ પ્રમાણે કરવાથી અજ્ઞાનભર્યાં કર્મ અને તેનાં પરિણામોમાંથી માનવ છૂટી જાય છે.

¤ ¤ ¤

ઉન્નતિના માર્ગમાં સંન્યાસ તો કેવળ આવશ્યક છે. પરંતુ સાચો સંન્યાસ કોને કહેવાય? જગતથી અને જીવનથી દૂર નાસવું તે નહિ, પરંતુ કામના અને અહંતાનો વિનાશ કરવો એજ ખરો સંન્યાસ.

અને એવો સંન્યાસ સાધવાનો માર્ગ?:– આપણા કર્મનાં ફ્લોનો અંતરથી સતત ત્યાગ કરવાનો અભ્યાસ;–કર્મ કરતાં કરતાં પણ એ અભ્યાસ થવો જોઇએ.

અહંતાનો વિનાશ કરવાથી ચૈતન્યમાં તટસ્થતા અને વ્યક્તિની પરિમિતતાઓમાંથી મુક્તિ મળશે; કામનાઓનો ત્યાગ કરવાથી આપણી સમગ્ર પ્રકૃતિમાં નિષ્પક્ષપાત મુક્તાવસ્થા અનુભવાશે.

* * *

પ્રશ્ન થશે કે અહંતાનો વિનાશ કર્યા પછી કોને માટે કર્મ કરવાં? પછી કર્મ કરવાનો હેતુ શો? ગીતા કહે છે – ત્યાર પછીનાં સર્વે કર્મરૂપી યજ્ઞનો સ્વામી અને ભોક્તા ભગવાન પોતે છે; અને યજ્ઞનો હેતુ પણ એ હોય છે.

નિરંજન, નિરાકાર, નિષ્ક્રિય બ્રહ્મની પ્રાપ્તિ એ કંઇ આધ્યાત્મિક જીવનનું ઉચ્ચતમ ધ્યેય નથી– આપણા જીવનનું પરમ રહસ્ય તેનામાં નથી.

સાંત અને અનંત – ક્ષર અને અક્ષર – બન્ને ભગવાનના દિવ્ય ચૈતન્યનાં અનિવાર્ય છતાં એક બીજાથી સામે છેડે આવી રહેલાં સ્વરૂપો છે;– બન્નેમાં ભગવાન છે.

ભગવાન એટલે અપ્રગટ – અલક્ષ્ય – અનંતઃ પરંતુ સાંતમાં–લક્ષ્યમાં – પોતાનો આવિર્ભાવ કરવાને સતત પ્રેરાતો તે અનંત છે!

યોગનો ખરો ઉદ્દેશ ભગવાન સાથે એકતા પ્રાપ્ત કરવાનો છે, પુરૂષોત્તમ સાથે એક થવાનો છે;– નિરંજનમાં–અક્ષર બ્રહ્મમાં–લય પામવાનો નથી !

* * *

માનવની પૂર્ણતા–સિદ્ધિ–ક્યારે થઇ ગણાય ?

આખું યે અસ્તિત્વ પ્રભુ પ્રત્યે ઊર્ધ્વગામી બને, અને ભગવાનમાં મગ્ન–લીન–રહે, અને તેની સાથે એકરૂપ થઇ જાય; એટલે કે માનવનું ચૈતન્ય ભગવાનના ચૈતન્ય સાથે એકતાને પામે, અને માનવની અપૂર્ણ–ભૂલભરેલી, ડોહળી પ્રકૃતિ ભગવાનની દિવ્ય અને પૂર્ણ પ્રકૃતિનું પ્રતિબિંબ બની રહે – ત્યારે તેની સિદ્ધિની શરૂઆત થઇ ગણાય.

દિવ્ય જ્ઞાનની પ્રેરણાથી સંપૂર્ણપણે વ્યાપ્ત થઇ મન તથા ઇન્દ્રિયો સુદ્ધાં તેનાથી જ સંચાલિત થાય; કર્મમાત્રમાં અને તપઃશક્તિમાં કેવળ દિવ્ય ભાગવત શક્તિ વડે અસ્ખલિતપણે પ્રેરાય; તથા ભગવાનના દિવ્ય પ્રેમમાં અને આનંદમાં જ્યારે કામનાઓનો ત્યાગ થઇ જાય ત્યારે માનવે પૂર્ણતા પ્રાપ્ત કરી ગણાય !

卐

## અધ્યાય ૫ મો.

### : દિવ્ય કર્મયોગી :

આજકાલ ઘણા માને છે કે "કર્મ કરવાં" અને "કર્મયોગ" કરવો બન્ને એક જ વાત છે. કેટલાક એમ માને છે કે "નિઃસ્વાર્થ" કર્મો કરવાં, "પરોપકારનાં" કામો કરવાં એટલે કર્મયોગ થયો ગણાય. કોઇ "સેવા" અને "કર્મયોગ"ને એક માને છે; તો કોઇ પોતાની "ફરજ અદા કરતાં" પોતે કર્મયોગ કરે છે એવું સમજે છે.

એ બધા વિચારો સાચા નથી. એ ભૂલ થવાનું એક કારણ "કર્મ" શબ્દનો ઉપયોગ છે. ગમે તે અને ગમે તે રીતે કર્મ કરવાથી "કર્મયોગ" થતો નથી. એમ હોય તો માનવ અને પ્રાણીઓ સર્વે જન્મથી મરણપર્યંત "કર્મ" તો કરતાં જ હોય છે.

એ ભૂલ થવાનું બીજું કારણ "યોગ" શબ્દને ઘણાખરા પડતો જ મૂકે છે તે પણ છે.

"યોગ" એટલે ભગવાન સાથે સંબંધ - તેની સાથે એકતા. કર્મવડે ભગવાન સાથે એકતા પ્રાપ્ત કરવાનો સાધનમાર્ગ તે કર્મયોગ.

એટલે, ભગવાન પ્રાપ્ત કરવાનો હેતુ પ્રત્યેક કર્મયોગીને મન પ્રધાન હોવો જોઇએ. "કર્મ કરવાં" એ તેનો હેતુ નથી; - કર્મ તેનું સાધન છે - સાધ્ય નથી - ભગવાનની પ્રાપ્તિ એ તેનો ઉદ્દેશ છે.

* * *

ગીતામાં કર્મયોગની બે સ્થિતિઓ વર્ણવી છે. ૧ લી સાધકાવસ્થા: એમાં પ્રત્યેક સ્થૂલ અને સૂક્ષ્મ કર્મ પ્રભુપ્રાપ્તિના સાધન તરીકે જ કરવામાં આવે છે. ૨ જી સિદ્ધાવસ્થા: તેમાં પોતે પ્રાપ્ત કરેલ દિવ્ય, આધ્યાત્મિક સ્થિતિનો આવિર્ભાવ કર્મ-દ્વારા કરવામાં આવે છે.

* * *

સાધકાવસ્થાઃ- તેમાં કર્મયોગી પોતાનાં કર્મોનાં ફલની આસક્તિનો અંતરથી સમૂલો ત્યાગ કરવાનો અભ્યાસ આદરે છે. "ભગવાનનું કાર્ય" જ પોતે કરે છે એમ સમજીને કર્મની માલિકી પોતે

ત્યાગે છે. પરંતુ તેમાંયે ભગવાનનું કાર્ય "સફલ" કરવાનો લોભ પણ તે છોડી દે છે, કારણ કે સફલતા વા નિષ્ફલતારૂપી ફલ નિર્માણ કરનાર પ્રભુ પોતે જ છે.

પોતે જે કર્મ પ્રભુપ્રીત્યર્થે કરતો હોય છે તેમાં સ્થૂલ કે સૂક્ષ્મરૂપે જ્યાં જ્યાં અહંતા અને આસક્તિ હોય તો તે પોતાને બતાવવા માટે તે સતત ભગવાનની પ્રાર્થના કરતો રહે છે.

કર્મયોગી કર્મ કરતાં અંતરથી ખૂબ જાગૃત રહે છે; અને પોતાના હેતુની વિશુદ્ધિ તથા આસક્તિનો અભાવ અને અહંતાની ગેરહાજરી વગેરે તત્ત્વો છે કે નહિ તેની તપાસ રાખે છે. આ રીત તે નાનામાં નાનાંથી માંડીને મહાન ગણાતાં કર્મોને પણ લાગુ પાડે છે.

પોતાની અંગત તપઃશક્તિ યા તો પ્રયત્ન વડે સાચો કર્મયોગી કર્મનાં ફલ નિર્માણ કરતો નથી; ભગવાનના "સેવક" થવાના સાત્ત્વિક અભિમાનથી પણ તે સંભાળે છે; પ્રભુનાં કાર્યો પોતે કરતો હોય તેમાં યશ મેળવવાની વાંછના પણ તે રાખતો નથી.

વળી, મારા કર્મથી – "ભગવાનને સંતોષ થશે" એવી ઇચ્છા પણ તે સંઘરતો નથી.

કારણ? – કારણ કે, આપણાં સર્વે કર્મોનો સાચો કર્તા ભગવાન પોતે જ છે. અને આપણું કાર્ય કદાચ સફલ થયું તો તેનો બધોય યશ, ખરું જોતાં, કોનો છે? – ભગવાનની પોતાની દિવ્ય શક્તિનો જ. તેણે પ્રકૃતિમાં પરિમિત સ્વરૂપ ધારણ કરીને ભગવાનનો હેતુ સિદ્ધ કર્યો. એમાં સંકુચિત માનવવ્યક્તિને ગૌરવ લેવા જેવું શું છે?

કર્મ કરતાં કરતાં માનવ જેને "સફલતા"– "સિદ્ધિ" – કહે છે તે મળે, યા તો તેઓ જેને "નિષ્ફલતા"–"પરાજય"–ગણે છે તે મળે – પરંતુ કર્મયોગીના અંતરમાં તેથી લેશ પણ ક્ષોભ થતો નથી.

કર્મયોગીના અંતરમાં તેનાં સર્વે કર્મોનો હિસાબ એકલા પ્રભુ જોડે જ હોય છે; બીજું બધુંજ તે ગૌણ ગણે છે.

સાચો કર્મયોગી પોતે વાંછેલી નહિ પરંતુ પ્રભુએ નિર્મેલી સફલતા મેળવવા માગે છે: પ્રભુએ નિર્માણ કરેલ હરકોઇ પરિણામ સ્વીકારવા તે તૈયાર રહે છે.

ભગવાનની દિવ્ય શક્તિ કેટલીક વાર દેખીતી નિષ્ફલતા અને દેખીતી સફલતા બન્ને દ્વારા પોતાનો દિવ્ય હેતુ સાધે છે.

એનો અર્થ એવો નથી કે કર્મયોગી પ્રારબ્ધવાદી છે, યા તો પોતાનાં કાર્યો તે બેદરકારીથી કરે છે.

કર્મયોગમાં આળસ, પ્રમાદ, તમોગુણને સ્થાન છે જ નહિ. પોતાનાં કાર્યોમાં રહી જતી ક્ષતિઓને – ભૂલોને – જોવા માટે તે બુદ્ધિપૂર્વક પ્રયત્ન કરતો જ હોય છે.

એટલુંજ નહિ, પરંતુ પોતાની બુદ્ધિની ખામીને લીધે પોતાને નહિ દેખાતા એવા અનેક દોષો દેખાડવા માટે તે સતત પ્રભુની પ્રાર્થના પોતાના અંતરમાં કરતો જ રહે છે.

સફલતાની સર્વે યોજના તે સાવધાનતાપૂર્વક અમલમાં મૂકે છે; પરંતુ, પરિણામ પ્રભુને સોંપે છે.

* * *

કર્મયોગી અંગત હેતુઓ સાધવાની કામના રાખતો નથી. તે અંગત રાગદ્વેષથી પર થવાનો સતત પ્રયત્ન કરે છે.

વળી, કર્મો કરવાનું તેનું ધોરણ કેવું હોય છે ?

નિશ્ચેષ્ટ, જડ, પોતે હઠપૂર્વક – આગ્રહપૂર્વક– નક્કી કરેલાં ધોરણ તે રાખતો નથી; પોતાનાં સર્વ ધોરણો તાત્કાલિક છે – અપૂર્ણ છે, કેવલ માનસિક હોઇ પરિમિત છે એમ તે સમજે છે.

"પ્રભુ આ'વો જ હોવો જોઇએ;" યા તો, "પ્રભુનો કાર્ય કરવાનો માર્ગ અમુક જ હોય" – એવા મતાગ્રહોથી તે પોતાના મનને દૂર રાખે છે.

તે પોતે સતત એક જ ધોરણ પોતાના જીવનમાં, અચલ ધ્રુવતારા પેઠે, સ્થાપન કરવા માગતો હોય છે તે — "સર્વભાવે પ્રભુનું શરણ લેવાનું" – "**सर्व धर्मान् परित्यज्य**" –

પોતાના માની લીધેલા નીતિઅનીતિના, સારાનરસાંના, યોગ્યાયોગ્યના, ઇષ્ટાનિષ્ટના, પવિત્ર અપવિત્રના – સર્વ ધર્મો – તે પ્રભુને સોંપે છે. પોતે "આ તો સારૂં જ છે; આ તો સાચું જ છે" – એવા આગ્રહો મનમાં દૃઢ કરતો નથી. પરંતુ તાત્કાલિક "આ ખરૂં છે" – એમ માની પ્રભુને તેનાથી પર રહેલ સત્ય દર્શાવવાને સતત પ્રાર્થના કરે છે.

માનવજાતિની પ્રગતિ ઘણુંજ વિશાળ અને અનેકદેશીય ધોરણો વડે થઈ રહી છે એ સત્ય કર્મ-યોગી જાણે છે.

અને સમય આવતાં પોતાના માનીના ધારાઓ અને ધોરણો, વિચારો અને આદર્શો, પદ્ધતિઓ અને સિદ્ધાંતોને ફેંકી દેવાને કર્મયોગી હંમેશાં તૈયાર હોય છે.

માનવે નક્કી કરેલા વિચારો અને ધોરણો કેટલાં અસ્થિર અને મુશ્કેલીને સમયે કેવાં અપૂર્ણ નીવડે છે તેનું ઉત્તમ ઉદાહરણ અર્જુન પોતે જ છે.

એક ધોરણ બીજા જોડે અથડાતાં માનવની એવીજ સ્થિતિ થાય.

બીજા ઉદાહરણમાં શ્રી રામચંદ્રનું ઉદાહરણ લઇને કોઇ એમ કહે કે – તેમણે "સ્રીપુત્ર કોનાં?" એવો સંન્યાસભાવ કેમ ધારણ ન કર્યો? અને રાવણ સાથે યુદ્ધ કરીને સીતાજીને મુક્ત કેમ કર્યાં?

"ફરજ" અને "કર્મયોગ" ને એક ગણુ-નારા આજના ભણેલાઓ કદાચ વિવેકાનંદને વકીલાત કે માસ્તરગિરિ કરી ભૂખે મરતા કુટુંબનું પોષણ

કરવાનો જ આગ્રહ કરત! – પરંતુ વિવેકાનંદે જુદો માર્ગ લીધો! કર્મયોગનું ધોરણ અટપટું છે – તેનો નિર્ણય સમર્પણભાવ વડે જ થઇ શકે.

× × ×

કર્મયોગના આચરણમાં સંગ્રામ અને સંઘટ્ટ પણ આવે એ શક્ય છે. પરંતુ વિરોધીઓને કર્મયોગી અંગત દુશ્મનો તરીકે કદી ગણતો નથી. પોતાને ખાતર તેમનો વિનાશ કરવા કે તેમના ઉપર વિજય પ્રાપ્ત કરવા તે ઇચ્છા રાખતો નથી.

ત્યારે શું તે હાથ જોડીને બેસી રહે છે? – ના. વિરોધીઓને તે પ્રકૃતિના સંજોગોના રમકડા તરીકે ગણે છે. વિરાટ્‌ની ગહન યોજનામાં – ભવિતવ્યતાની અનિવાર્ય ગતિમાં – વિરોધ કરીને તેઓ તેને સહાય કરવા માટે આવ્યા છે એમ જ તે ગણે છે.

દિવ્ય પ્રકૃતિમાં ક્રોધ અને તિરસ્કારને સ્થાન જ નથી.

× × ×

કર્મયોગીના જીવનમાં એક તત્ત્વ તો સર્વ-વ્યાપી જણાશે; – અને તે સંપૂર્ણ સમતા.

તેનો કર્મ કરવાનો મૌલિક હેતુ – (સતત જાગૃત અને સતત સેવિત) – એક જ હોય; – પોતાની પ્રકૃતિદ્વારા પ્રભુની દિવ્ય તપઃશક્તિનો આવિર્ભાવ કરવાનો, ભાગવત કર્મો કરવાનો.

* * *

કર્મોનો "હું કર્તા છું" – એવી કર્તાબુદ્ધિનો તે સતત ત્યાગ કરતો હોય છે; તેની આંતર દૃષ્ટિ કર્મ કરાવી રહેલા ભગવાનના ઉપર સ્થિર હોય છે.

આસક્તિ, કામના, વાસના વગેરેથી તે મુક્ત હોય છે; તે પોતાના જીવનમાં "ભગવાન શું સાધવા માગે છે? તેનો શો હેતુ છે?" તેની શોધ કરતો હોય છે.

તેની પ્રકૃતિમાં સંપૂર્ણ સમતા હોય છે.

જ્યારે પ્રગતિ થાય છે ત્યારે કર્મયોગીની પ્રકૃતિમાં એક પ્રકારની અદ્ભુત શાંતિ અને અહેતુક આનંદ સદા વ્યાપેલાં અનુભવાય છે; વખત જતાં એ તત્ત્વો તેની પ્રકૃતિનાં મૌલિક તત્ત્વો બની રહે છે.

તેણે કર્મનો સાચો સંન્યાસ કરેલો હોય છે,

કારણ કે પોતાનું પ્રત્યેક સ્થૂલ તથા સૂક્ષ્મ કાર્ય સતત જાગૃત રહીને તે પ્રભુને સમર્પણ કરતો હોય છે.

સિદ્ધાવસ્થાની ઉત્તમોત્તમ અનુભૂતિ પણ કર્મયોગીને કર્મ કરતાં અટકાવતી નથી. તે ચૈતન્યમાં ત્રિગુણાતીત થયલો હોય છે; તે સંપૂર્ણ રીતે તટસ્થ અને સાક્ષી થયલો હોય છે.

તે વિશ્વપ્રકૃતિમાં કાર્ય કરતાં ( Impersonal forces ) અગ્નિ અને વાયુના બળોના જેવો તદ્દન તટસ્થ થઈ જઇ શકે છે.

પોતાની પ્રકૃતિના અને વિરાટ્ વિશ્વપ્રકૃતિના સર્વે ગુણોથી મુક્ત થઇને તે પુરૂષચૈતન્યનો સાક્ષાત્કાર કરે છે; અને પરિણામે પોતાની પ્રકૃતિમાં પણ સંપૂર્ણ સમતાની સ્થાપના કરે છે.

તેણે શ્રીકૃષ્ણ ભગવાનના શ્લોકમાં વર્ણવેલી સ્થિતિ પ્રાપ્ત કરેલી હોય છે:—

" મારી જોડે તારૂં ચૈતન્ય એક કરીને, મારામાં સર્વે કર્મોનો સંન્યાસ કરીને, અંગત કામના અને આશાઓથી વિમુક્ત થઇને – " હું " અને

"મારું" નો વિચાર છોડીને—આ જગતમાં મારી દિવ્ય તપઃશક્તિ પ્રમાણે તારું જીવન વ્યતીત કર."

*　　*　　*

લોકો જેને "પાપ" ગણે છે તેના પ્રત્યે કર્મયોગીનું દૃષ્ટિબિંદુ જુદું જ હોય છે.

પાપ એટલે શું? — "અમુક બાહ્ય ક્રિયા યા તો રૂઢિ કે શાસ્ત્રનિષિદ્ધ ક્રિયાનું આચરણ એટલે પાપ" — એ વિચાર સાચો નથી.

માનવનું અપૂર્ણ, પરિમિત, સંકુચિત વ્યક્તિત્વ — તેનાં ક્ષુદ્ર મન, પ્રાણ તથા હૃદય — જીવનમાં જે અશુદ્ધ પ્રતિકાર્ય કરે તેનું જ નામ પાપ.

કર્મયોગી એ આંતર સ્થિતિમાંથી મુક્ત થવા પ્રયત્ન કરે છે—બાહ્ય કર્મો તેને મન ગૌણ હોય છે.

*　　*　　*

ત્યારે ગીતામાં કહેલો કર્મયોગ શું કહે છે?— તે કહે છે કે જીવનમાં કર્મ કરવાનાં સામાન્ય અપૂર્ણ ધોરણોથી પર એવું એક ધોરણ છે: ચૈતન્યની સામાન્ય ભૂમિકાથી પર એવી દિવ્ય ચૈતન્યની ભૂમિકા છે —અને કર્મનો ઉદ્ભવ ત્યાં થવો જોઇએ.

તે પ્રાપ્ત કરવાનો માર્ગ તે કર્મમાર્ગ; તેની પદ્ધતિ ગીતાએ વર્ણવી છે.

ગીતા મોક્ષપ્રાપ્તિનો માર્ગ દર્શાવતી નથી; આધ્યાત્મિક ઉન્નતિ કરવાના સાધન તરીકે કર્મોનો કેવી રીતે ઉપયોગ કરવો તે ગીતા આપણને બતાવે છે. એટલુંજ નહિ પરંતુ, આધ્યાત્મિક મુક્તિ અને સિદ્ધિ પ્રાપ્ત કર્યા પછી પણ કર્મોનું આચરણ બંધનરૂપ નથી એમ તે શીખવે છે.

આત્માની સંપૂર્ણ મુક્તિ અને જીવનમાં કર્મોનો સ્વીકાર—એ બે પરસ્પર વિરોધી નથી.

અંતરમાં પ્રભુ સાથે એકતા સાધીને જીવનમાં ભગવાનની શક્તિને પ્રગટ કરવી—અને તેમ કરતાં પોતાની માનવપ્રકૃતિનું દિવ્ય પ્રકૃતિમાં રૂપાંતર સાધવું —એ ગીતાના કર્મયોગનું રહસ્ય છે.



卐

## અધ્યાય ૬ ઠ્ઠો

: સંન્યાસ :

સંન્યાસનું ખરૂં રહસ્ય શેમાં છે? અંતરમાં કે બહારની ઉપાધિઓમાં? – ગીતા કહે છે, " સંન્યાસનું રહસ્ય અંતરમાં છે, બહારની ઉપાધિઓમાં નથી "

卐 卐 卐

યોગી કોણ? – જેણે પોતાનામાં રહેલ પરમાત્મચૈતન્ય જોડે એકતા કરેલી હોય તે યોગી.

અર્થાત, પોતાની પ્રકૃતિમાં–મન, પ્રાણ અને શરીરમાં–થતા વિધવિધ વિકારો, ફેરફારો તથા ક્ષોભ તેને અસર કરી શકતા નથી. યોગીનું ચૈતન્ય એ સર્વથી પર હોય છે. એ રીતે તે કૂટસ્થ થઇ આત્મજ્ઞાનમાં સંતુષ્ટ રહે છે; તેની પ્રકૃતિમાં – સ્વભાવમાં – સંપૂર્ણ સમતા હોય છેઃ એવો યોગી સર્વે વસ્તુઓ પ્રત્યે, માનવો પ્રત્યે તથા ઘટનાઓ પ્રત્યે સમ રહે છે.

શું એવી સ્થિતિ એકદમ પ્રાપ્ત કરી શકાય?

ગીતા કહે છે– "ના. એ તો સતત અને સાચા દિલના અભ્યાસનું કામ છે. ધ્યાન કરવાથી અને વારંવાર મનનો સંયમ કરવાથી તથા અંતઃકરણની સર્વે ક્રિયાઓ ઉપર કાબુ મેળવવાથી એ સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે."

* * *

આ અધ્યાયમાં ગીતા જે ઉપાય સૂચવે છે તે નીચે પ્રમાણે છેઃ– પ્રત્યેક માનવમાં અશાંત, લાગણીઓની ક્ષણિક ઊર્મિઓને વશ, કામનાઓ તથા ઇચ્છાઓનો ગુલામ એવો પ્રાણ આવી રહેલો છે. માનવના સમસ્ત અંતઃકરણને, સામાન્ય રીતે, એ પ્રાણ સતત અશાંતિમાં રાખે છે. ગીતા કહે છે, " એને તદ્દન નિઃસ્પંદ કરો; એ અશાંત, જગત-ભૂખ્યા, કામનાના ગુલામ પ્રાણને સાંભળો જ નહિ; તેને શાંત કરી દો!– પ્રાણને શાંત પાડો. ઇચ્છાઓને પરિણામે ખસતાં લાગણીઓનાં પૂરમાં ઘસડાઇ જાઓ નહિ; ઇન્દ્રિયોના ભોગોથી લલચાઓ નહિ.

એ પ્રાણ તથા ઉપર ઉપરની લાગણીઓનાં પૂર વગેરે તો બાહ્ય સ્પર્શોનો સ્વીકાર કરવાનાં કરણો

છે. બાહ્યસ્પર્શોનો સ્વીકાર કરી જે અજ્ઞાનભર્યું પ્રતિકાર્ય કરવાનો તેમને જૂનો અભ્યાસ પડી ગયો છે તેનો ત્યાગ કરો. ”

* * *

તો પછી, સર્વે કર્મોનો સદંતર ત્યાગ જ કરી દેવો ?– ગીતા કહે છે, “ના.” તો કર્મો કરવાં કેવી રીતે ? –કામનાઓનો ત્યાગ કરીને; અહંતાને દૂર કરી દઈને; પોતાની પરિમિત બુદ્ધિના નિર્ણયોને અને ક્ષુદ્ર માનવ મનના માની લીધેલા સિદ્ધાંતો, જરૂર પડે તો, બાજુ પર મૂકી દઈને.

પ્રશ્ન થશે, એમ શા માટે ? કારણકે કામના, અહંતા, પોતાની પરિમિત તપઃશક્તિ તથા બુદ્ધિના વિચારો અને વ્યાપારો – એ સઘળાં અજ્ઞાનની કક્ષામાંજ કર્મ કરવાનાં પ્રેરકબળો છે.

દિવ્ય કર્મોઃ— આશ્ચર્યમાં નાંખી દે એવા અદ્‌ભુત જણાતા ચમત્કારો કાંઇ “દિવ્ય” કર્મો ન કહેવાય :

ત્યારે ? – અહંતાનો વિલય થાય ત્યારે યોગી પરમાત્મચૈતન્યને અનુભવે ; યા તો વિરાટ્‌ – વિશ્વમય

– ચૈતન્યમાં પોતાની જાતને ધારણ કરે. અને તેનાં સર્વે કર્મો એ વિશાળ, ઉચ્ચ ચૈતન્યમાંથી આપોઆપ પ્રગટે તેવાં કર્મો "દિવ્ય કર્મો"નો આરંભ સમજવાં.

શરૂઆતમાં બધાં કર્મો એ પ્રમાણે થઇ શકતાં નથી; આ પ્રમાણે કરવું સતત અભ્યાસનું અને સાચા દિલની અભીપ્સાનું કામ છે.

વળી, જ્યારે એ પ્રમાણે કર્મો કરવામાં આવે છે, ત્યારે પણ તેમાં જૂની અજ્ઞાની ટેવોને લીધે પુષ્કળ નિર્બળતાઓ અને અશુદ્ધિઓ પ્રવેશ કરે છે.

વિશુદ્ધ દિવ્ય કર્મો કરવા માટે, "**मयि संन्यस्य कर्माणि**"નો – "મારામાં – ભગવાનને ચરણે – સર્વે કર્મોના સંન્યાસનો" સંપૂર્ણ સાક્ષાત્કાર થવાની જરૂર છે. અર્થાત્, સર્વત્ર ભગવાનને જ જોવાની – સર્વે ઘટનાઓ અને પદાર્થોમાં તેને જ અનુભવવાની – જરૂર છે; એ દિવ્ય દૃષ્ટિ અનુસાર જ માનવે કર્મ કરવાં જોઇએ.

* * *

પણ, જ્ઞાનયોગના પક્ષપાતીઓ કહેશે, "શા માટે કર્મ કરવાં? જગતના અનંત વ્યાપારોને સાક્ષી

વા દ્રષ્ટાની પેઠે તટસ્થ રહીને શા માટે જોયા ન કરવા? અંતરની ચૈતન્યસમાધિમાં શા માટે લીન ન થઇ રહેવું ?"

ગીતા કહે છે – "એવું બંધન સાચા યોગીએ શા માટે સ્વીકારવું ? મુક્તિ જો મળેલી હોય તો તે નિરપેક્ષ હોવી જોઇએ; કર્મ કરતાં લુપ્ત થઇ જાય એવી મુક્તિ શા માટે ? એવી શરતે મળેલી મુક્તિ કે સ્થિતિ માનવની ઉચ્ચમાં ઉચ્ચ આધ્યાત્મિક ઉન્નતિ કેવી રીતે હોઇ શકે ?"

સાચો યોગી તો ભગવાન સાથે સતત યુક્ત જ હોય – કર્મ કરતાં કે નિવૃત્તિમાં. અને જ્યારે જીવનમાં અને જગતમાં સર્વત્ર ભગવાનનું જ દર્શન થાય ત્યારે પછી "ભય" શેનો ? એવા સમર્થ યોગીઓ તો સર્વવ્યાપી વાસુદેવમાં સમસ્ત વિશ્વને આલિંગન કરીને તેનો સ્વીકાર કરે છે. જેને સર્વ વાસુદેવમય દેખાય છે તે કશાનો તિરસ્કાર કરતો નથી, કશાને ધિક્કારતો નથી : તે તો જગતમાં વ્યાપી રહેલ ભગવાનને અને ભગવાનમાં લીન જગતને પૂર્ણ પ્રેમથી ચાહે છે !

⁂ ⁂ ⁂

પરમયોગી કોણ ? —

૧. "ભગવાનમાં સર્વ"–"વાસુદેવ સર્વત્ર"–એવું અનુભવી સર્વે વસ્તુઓનો સ્વીકાર કરી શકે તે;

૨. પોતાનામાં અને વિશ્વમાં રહેલી અવિદ્યાપ્રકૃતિના – અજ્ઞાનમય પ્રકૃતિના – ત્રિગુણમય કાર્યોને વગરક્ષોભે – શાંતિપૂર્વક – જોઇ શકે તે;

૩. પોતે પ્રાપ્ત કરેલ અદ્વૈતમાંથી જેનું ચૈતન્ય ચલિત થતું નથી; અને જે અજ્ઞાનમય પ્રકૃતિનું રૂપાંતર કરવા માટે શાંતિપૂર્વક – બિલકુલ ક્ષોભ વગર – પોતાની તપઃશક્તિ વાપરી શકે છે તે;

૪. જે પોતાનામાં દિવ્ય પ્રકૃતિની – પરાશક્તિની – જ્ઞાનજ્યોતિ, વિશાળતા, સામર્થ્ય, મધુરતા વગેરે દિવ્ય તત્ત્વો ધારણ કરીને જીવનમાં વ્યક્ત કરી શકે તે.

* * *

યોગીનો મુખ્ય ઉદ્દેશ ભગવાન સાથે ઐક્ય.

તે કર્મ વડે, કે જ્ઞાન વડે, તપ વડે યા તો ભક્તિ વડે, ગમે તે માર્ગે ગતિ કરે, – દિવ્ય જ્ઞાન, દિવ્ય શક્તિ કે દિવ્ય આનંદ મેળવે – પરંતુ એ બધાંય તે તેમને પોતાને ખાતર તે પ્રાપ્ત કરવા માગતો હોતો નથી.

કેવળ ભગવાનને ખાતર એ વસ્તુઓ
યોગી મેળવવા ચાહે છે.





## આ ગ્રંથકર્તાના પુસ્તકો.

---

૧. મા. ૦-૮-૦ ઠેકાણું: નાનુભાઇ વ્રજલાલ પટેલ.
રાવપુરા, વડોદરા.

૨. પૂર્ણયોગ ખંડ ૧ લો. રૂ. ૩| પુસ્તકાલય સ. સ.

૩. પૂર્ણયોગ ,, ૨ જો. રૂ. ૩|| મંડળ, વડોદરા.

૪. પૂર્ણયોગ ,, ૪ થો. રૂ. ૪ ,,

૫. ગીતા-નિષ્કર્ષ. (મળવો મુશ્કેલ છે.)

૬. ભક્તિયોગ – શ્રી અશ્વનીકુમાર દત્તનો મૂલ. ,,

૭. સૂત્રાવલી. ૦-૫-૦ શ્રી અરવિન્દ તત્ત્વ કાર્યાલય,

૮. યૌગિક સાધન. ૦-૮-૦ ,, ભરૂચ.

૯. જગતની પ્રજાઓને "પૉલ રિશાર કૃત."

૧૦. શ્રી રવીન્દ્રનાથ ટાગોરનાં સસ્તુ સાહિત્યવર્ધક
સંસ્મરણો કાર્યાલય, અમદાવાદ.

૧૧. ગીતા-મર્મ. ૦-૮-૦ શ્રી અરવિન્દ મંદિર,
નડીઆદ.

૧૨. સાધના – ડૉ. ટાગોર કૃત. છપાય છે.

૧૩. શ્રી અંબુભાઇના પત્રો ,,
– કુમારોને, યુવાનોને તથા સાધકોને.

---

